મજકુર તમામ વચનો કે જે તોહમત [illegible] ખોટી રીતે તે કિતાબોમા લખાયાં હતા તે સઘળા બાબતોમા તેઓનો ખરો અકીદો શુ છે તે અરબી ભાષામાં લખી તેના પર દેવબંદના સઘળા આલિમોની, તેમજ દેવબંદના આલિમોને માનનારા અને સબંધ ધરાવનારા જે બીજા મશહુર અને માતબર આલિમો હતા, તેઓની સહીઓ તે કિતાબપર એવી રીતે લીધી કે મજકુર તમામ વચનો અને અકીદાઓ ખરા છે અને અમે સહીઓ કરનારા પણ એજ વચનોને માની એવાજ અકીદાઓ રાખીયે છીએ

તે પછી તે કિતાબને **મક્કા શરીફ, મદીના શરીફ, મિસર, હુમા** અને **દમાસ્કસ** (દમિશ્ક)ના પ્રખ્યાત આલેમો અને મુફતીઓ આગળ રજુ કીધી અને અરજ ગુજારી કે જો આ કિતાબમા લખેલા વચનો અને અકીદાઓ સુનત જમાઅત અને ચારે મઝહબો હનફી, માલેકી, શાફેઇ, અને હમબલીના પ્રખ્યાત ઇમામો અને આલિમોના અકીદાઓ અને વચનો પ્રમાણેજ, દરેકે દરેક વાત આ ચોપડીની હોય તો તેને કબુલ રાખી આ ચોપડી માટે, આ ચોપડીમા લખાયલા વચનો અને અકીદાઓ માટે, આ ચોપડીના લખનાર માટે, અને ચોપડીના વચનો અને અકીદાઓ મુજબ ચાલનારાઓ માટે, આપ સાહેબોનો શો અભીપ્રાય છે તે ખુલ્લી રીતે લખી, તેની નીચે આપના મુબારક નામોના મોહોર સિક્કા કરી દેશો જ્યારે તે ચોપડીપર તેઓના મોહોર સિક્કા તેઓના અભીપ્રાયો સાથે થઇ ગયા ત્યારે તે ચોપડી મોલાના સાહેબે હિંદુસ્તાનમા મિરઠ શહેરના પ્રખ્યાત છાપખાના અઝીઝુલ મતાબેઅમા છપાવી આખા હિંદુસ્તાનમા પ્રગટ કરી દીધી ત્યારે ચારે તરફની આગ હોળવાઇ ગઇ હતી

પણ શૈતાનની પેદાશ આગથી થઇ છે તેથી તેની તાબેદારી કરનારા ફિર્કાના આગેવાનોથી શાંત બેસાય કેમ ! ફરી પાછી એ આગ ગયા રમઝાન માસથી કંઇક સળગવા માંડી હતી પણ રહમતની ફિર્કાવાળાઓએ બેદરકારી વાપરી શેખ સઅદી (રહ)નુ વચન ઠીક છે કે 'આતિશ કુશતન વ અખગર ગુઝાશતન કારે ખિરદમંદા નીસ્ત' ઉપરોક્ત આગના ભડકે ભડકા ફેલાઇ ઉઠયા તેથી અમારે અને એ આગ બુઝાવવા અને ઇસ્લામના સુલેહ સંપના ઘરને બાળી ન નાખે તેટલા માટે તેજ **મક્કા મોઅઝ્ઝમા અને મદીના** મુનવવરા તથા શામના રહમતની પાણીથી હોળવવી પડે છે. અને તે એ છે કે જે જે બાબતો મજકુર પેપરમા ખોટા તેમજ તોહમતના રૂપમા છપાઇ છે તે બધી વાતો ખરી રીતે જે કોઇને જાણવી હોય તેણે મોલાના સાહેબની મજકુર છપાયલી કિતાબ **અલમોહન્નદ** ( અલલ મોફન્નદ ઉર્ફે તસદીકાત લે દફઇત્તલબીસાત, તેના ઉર્દુ તરજુમા સાથે જેનુ નામ **માદીયુશ શફરતૈન** અલા ખાદેએ **અહલિલ** હરમૈન) મતબએ કાસિમી દેવબંદના મેનેજર મોલવી ઇમાદુદદીન સાહેબ પાસેથી મંગાવી વાચવી અત્રે અમે મજકુર બને બુઝુર્ગો તેમજ દેવબંદના બીજા તમામ બુઝુર્ગો, અને તે બધાઓની સાથે સબંધ ધરાવનારાઓ અને તેઓને ઇસ્લામી દીનના ખાસ કરીને હનફી મઝહબના મહાન આગેવાનો માનનારા હિંદુસ્તાનના પ્રખ્યાત આલિમો માટે **મક્કા શરીફ, મદીના શરીફ, મિસર** અને **શામ**ના સૌથી પ્રખ્યાત મુફતીઓ અને આલિમો શો મત ધરાવે છે અને તેઓને કેવા સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ એલકાબોથી પોકારે છે તે નીચે લખીએ છીએ કે જેથી દીનના એવા સરદારોને વાસ્તે બોલનારને જે કંઇ બોલવુ અને લખનારને જે કંઇ લખવુ હોય તે જરા વિચારીને લખે

મજકુર કિતાબમા ચુંટેલા તેજ **ખબીસ** વચનો અને અકીદાઓ છે કે જેને **શબ્દોના** રૂપમા ફેરફાર કરી, તેના તેજ વચનોને, **મજકુર** બરેલી અને બદાયુ કુફર મેન્યુફેક્ચરિંગ **કંપનીના** મેમ્બરો થોડે થોડે દહાડે પ્રગટ કરનારાઓના નામોમા ફેરફાર કરી, ઇસલામી પબ્લિકમા ફેલાવી સુનત જમાત મુસલમાનોના સુલેહ સંપના વારંવાર ભંગ કરે છે, અને દીનના મજકુર આગેવાનોને કાફેર, બેદીન, અવલીયા અલ્લાહના દુસમન, લોકો આગળ ઠેરવવાને સારા સાધન ગણે છે. તેથી એ બાબતોનુ ખંડન, અલહમ્દો લિલ્લાહ **મક્કા શરીફ, મદીના શરીફ, મિસર** અને **શામ**ના

આલિમોની પ્રસન્નતા પ્રગટ થવા પછી એવી સારી રીતે થઇ ગયુ કે હવે એ બાબત કઇ વધુ લખવા કરતા તેઓનાં મતો દર્શાવવા એથી વધારે સારો ઉપાય આ પેપરમાં પ્રગટ થયલા લખાણ વાસ્તે બીજો કઇજ નથી

**ફેહરિસ્ત.**—લુધિયાનાના મુફતીને નામે છપાયલી વાતો અને પોલિટિકલ બેભીઆ પત્રમા છપાયલા અકીદાઓ અને વચનોને મજકુર કિતાબ " **અલમોહન્નદ** " કે જેનાપર અરબસ્તાનના મહાન આલિમોની મનજુરાત અને કબુલાતની સહીયો છે તેના, કયા કયા જવાબની સાથે સબધ છે, તે પણ અત્રે રજુ કરી દેવુ બહેતર જણાય છે —**૧લા** અકીદાનો સબધ જવાબ નબર ૨૩, ૨૪, ૨૫ સાથે છે, **૨જા, ૩જા, ૪થા**નો સબધ જવાબ નબર ૧૫, ૧૭ સાથે **૫મા**નો સબધ જવાબ નબર ૩, ૬, ૭ની સાથે **૬ઠ્ઠા**નો સબધ જવાબ નબર ૫ની સાથે **૭મા**નો સબધ જવાબ નબર ૫, ૬, ૭, ૧૧, ૧૫ અને ૧૮ની સાથે **૮મા** અને **૯મા**નો સબધ જવાબ નબર ૧૮, ૧૯ અને ૨૦ સાથે **૧૦મા** અને **૧૧મા**નો સબધ જવાબ નબર ૧, ૨ની સાથે **૧૨મા**નો સબધ જવાબ નબર ૧૮, ૧૯, ૨૦ સાથે **૧૩મા**નો સબધ જવાબ નબર ૧૬, ૨૩, ૨૪, ૨૫ સાથે **૧૪મા**નો સબધ જવાબ નબર ૧૫, ૧૭, ૨૦ સાથે **૧૫મા**નો સબધ જવાબ નબર ૧૯ સાથે **૧૬મા**નો સબધ જવાબ નબર ૨૦ સાથે **૧૭મા**નો સબધ જવાબ નબર ૩, ૪, ૬, ૭ અને ૧૧ સાથે **૧૮મા**નો નબર ૧૩, ૧૪ સાથે **૧૯મા**નો નબર ૭, ૨૧, ૨૨ સાથે **૨૦મા**નો નબર ૩, ૪, ૬, ૧૧ સાથે **૨૧મા**નો નબર ૮, ૯, ૧૦ સાથે **૨૨મા** અને **૨૩મા**નો સબધ **અલમોહન્નદ**ના જવાબ નબર ૮, ૯, અને ૧૦ સાથે છે એ ઉપ્રાત કયામત સુધી વિરૂદ્ધ પક્ષવાળાઓ જે કઇ સવાલ ઉઠાવશે તેનો સબધ એ કિતાબના કોઇપણ જવાબ સાથે જરૂર હશે જેથી સાબેત થયુ કે હનફી મઝહબ અને સુનત જમાઅતથી બાહેર ગણાવવાને એ બુઝુર્ગો માટે કેયામત સુધી કોઇ કોશિશ કરશે તો હવે ફાવશે નહીં ઇનશા અલ્લાહો તઆલા *

તે મહાન આગેવાનોના મતોનો તર્જુમો કર્યા પહેલા મને વધારે વાસ્તવિક જણાય છે કે હઝરત મોલાના **ઇસમાઇલ ગાઝી શાહને** નામે જે ખોટી ઇબારતો આ પેપરમા લખાઇ છે તેમાની કેટલીએક બાબતો પર સત્યનુ **અજવાળુ** નાખુ. મજકુર પેપરના પાના ૧૦ના બીજા કૉલમના બીજા પેરેગ્રાફમા લખ્યુ છે " ખોદા તઆલા જુઠુ બોલે વિ " અને ૪થા પેરેગ્રાફમા " મૌલવી ખલીલ અહમદ અમ્બેઠી " વિ એ કેવા ખોટા આરોપો છે તેનુ બયાન **અલમોહન્નદ**મા આવી જાય છે તેથી તેને પડતા મુકી ૬ઠ્ઠા પેરેગ્રાફ તરફ ધ્યાન ખેચુ છુ

" હઝરત મોહમદ પેગબર સા અ વની તાઝીમ આપણા એક મોટા ભાઇ જેટલી કરવી " વિ વિ **ફારૂકી છાપખાના દીલ્લી**મા છપાયલી **તકવીયતુલ ઇમાન**– ના પાના ૬૦મા

---

* ૧૮મા અકીદા વાસ્તે " ફતાવાએ રશીદીયા"ના ભાગ ૨જાના પાના ૯૭પર મોલુદને માટે, અને ૨૨મા ૨૩મા અકીદા વાસ્તે પાના ૧૫૦ પર, સવાબ પોહચાડવાના ખાણા માટે દેવબદી આલિમોના મતને એક સરખી રીતે મળતો મૌલવી અહમદ રિઝા ખાન બરેલવીનો ફતવો છે છતા તેને કાંઈ પુછતુ નથી ન જાણે તે પોતે એ શુ લખે છે

— ઘણેરો મુશરિકોની સોબતથી કેટલાક અકીદા અને કામો કે જેઓનો સબધ કુફર અને શિરક સાથે હતો હિંદુસ્તાનના મુસલમાનોમા પણ ફેલાઈ ગયા હતા તેવા અકીદાઓ અને કુફર શિર્કના કામોને ઓળખી મુસલમાનો તેનાથી આવા રહી બિદઅતોને છોડી સુનતોની તાબેદારી કરે, અને અલ્લાહ પાકની ચોખ્ખી તોહીદથી જાણીતા થાય, બસ એટલા માટે એ કિતાબ ઘણા ખોલાસા સાથે લખાઈ છે એ યાદ રાખવુ, તેથી એમા કાફેરો મુશરેકોના રદ વગર બીજુ કઇ નથી કેવા નાદાન તે લોકો ગણાશે કે જેઓ મજકુર કિતાબમા, હઝરત નબી સાહેબની મહાન સીફતો નબીયો (અલ)ની, વલીઓના, ઇમામોના, સહાબાના (રદી) ગુણો કયા લખેલા છે તેની શોધ કરે ' અગર જો તેમા પોતપોતાને ઠેકાણે તે જોઈએ તેના કરતા વધારે સારા લખેલા છે, જેમકે દાખલા સાથે આગળ આવશે પણ જો તેમા તે તદનજ નહીં હોત તોપણ સમજુ માણસ તેના પર એ એબ લગાડી શકતેજ

હદીસોની મશહૂર કિતાબ મિશકાત શરીફના બાબ, ઇશરતુન નિસાથી એક હદીસ લખી છે જેમા એક છે કે આવી નબી (સલ)ને સિજદો કર્યો તેથી પાસે બેઠેલા સહાબીયોએ પૂછ્યુ કે ઝાડ જનાવરો આપને સિજદો કરે છે તો અમારે પણ કરવો જોઇએ તેના જવાબમા આપે (સલ) ફરમાવ્યુ કે (સિજદો એ અલ્લાહ પાકની ઇબાદતનો મોટો રૂકન છે તેથી) ઇબાદત (સિજદો) તો પોતાના રબને કરો અને (તમે અને હુ બને માણસ જાત છીએ તેથી મને) તમારા (જાતિ) ભાઇને (શરીઅત મુજબ) માન આપો એની સમજુતીમાં મોલાનાએ લખ્યું છે કે ' માણસો પોતપોતામા (એકજ જાતિના હોવાને લીધે) સઘળા ભાઈઓ છે જેટલા મોટા રૂત્બાનો (માણસ) હોય તે (જાતિભાઇ તરીકે) મોટો ભાઈ છે તેથી તેને (તેના મહાન રૂત્બાને ઘટતી, નબી હોય તો નબી જેટલી સહાબી હોય તો સહાબી જેટલી, વલી હોય તો વલી જેટલી, પીર હોય તો પીર જેટલી, ઉસ્તાદ હોય તો ઉસ્તાદ જેટલી માબાપ કે કોઇ બીજા મોટા સગા હોય તો તેઓને ઘટતી અને પોતાના કરતાં મોટો ભાઈ હોય તો તેને) મોટા ભાઇને લાયકની તાઝીમ કરવી (માન આપવુ) જોઇએ સોનો માલિક (રબ) તો અલ્લાહ [પાક] છે, ઇબાદત [નુ દરેક કામ] તેને (માટે) કરવુ જોઇએ

" એ હદીસથી જણાયુ કે અવલિયા

---

નહીં, કારણ કે એ બાબતોને માટેની તે કિતાબજ નથી દાખલા તરીકે તિબની કિતાબોમા દરેક નુખસા સાથે નબી સાહેબ (સલ) પર દરૂદ લખેલો હોતો નથી તો તેથી કરીને શુ દિલ્હીવાલા હકીમ મહમૂદખા અને હકીમ વાસેલખા સાહેબ મરહૂમોને, તેઓની કિતાબો જોઈ તમે કહેશો કે તેઓ દરૂદના કે નબી સાહેબના મુનકેર હતા? કદી નહી અલબત કિતાબની શરૂઆતમા કિતાબના રચનાર દરેક મુસલમાનને જોઈએ કે ખોદાની તારીફ, રસૂલ (સલ) પર, આપના સહાબા અને આલ પર દરૂદ લખે અને તેમજ મજકુર કિતાબના રચનાર સાહેબે પણ કીધુ છે એટલુજ નહી પણ વલીયોપર સુધા દરૂદ મોકલ્યો છ, પણ અલ્લાહ ઈનસાફ અને બુઝુર્ગોની મોહબ્બત દીએ તોજ તે નજરે પડે

પણ એ તો હદીસની કિતાબનોજ કાયદો છે કે દરેક હદીસ સાથે દરૂદ લખાય છે દરેક કિતાબ દરેક જુદા વિષયપર લખાયલી હોય છે તેથી જે વિષયપર તે કિતાબ લખાયલી હોય તેજ વિષય તેમા મળશે પોતાના મનમા આવે તે દરેક વિષય એકજ કિતાબમા કોઈ શોધવા બેસશે અને તે તેમા મળી નહી આવવાથી તેના રચનારને જો તે જુઠુ બોલશે તો સમજુ માણસો તે જુઠુ બોલનારને ગાંડો ગણશે હદીસોને હદીસની કિતાબમા, ફિકહના મસઅલા ફિકહની કિતાબમા, જીવન ચરિત્ર ઇતિહાસમા, નુખસાઓ તિબની કિતાબોમા, આંકના દાખલા અંકગણિત, અને આલજિબ્રાના દાખલા બિજગણિત, અને યુકલિડના કાયદા ભુમિતિમાજ મળશે હદીસો ફિકેહની કિતાબમા, રાજાઓનુ જીવનચરિત્ર તિબની કિતાબમા, નુખસાઓ અંકગણિતમા, અક્ષરગણિતના દાખલા ભુમિતિ [યુકલિડ]મા ઢુંઢવા નહીં મળી આવવાથી તેના રચનારને તેનો મુનકિર કહેવા જતા સમજુ માણસ આગળ, તે મુનકિર કહેનાર શુ ગણાશે તે વિચારી લેશો તેવોજ વર્તાવ, હાલના પક્ષપાતિઓ મજકુર મહાન બુઝુર્ગ સાથે કરી રહેલા છે કે, બસ ' તકવીયતુલ ઈમાન " માજ તમામ દીનના અગેવાનોની તારીફ કેમ નહી ભરી દીધી પણ ચાહ રાખવુ કે રચનાર બુઝુર્ગ તો શુ પણ દરેક રચનાર, જે વિષયની તે કિતાબ હોય તેને છોડી જો બીજી વાતો તે કિતાબમા ભરી કાઢે તો તેને વાચકો ગાંડો અથવા બે ઈલમ ગણશે તેથીજ મજકુર કિતાબ તૌહીદની છે તેજ વિષય આપે જોઇએ તે કરતા વધારે સારી રીતે તેમા લખ્યો, પછી નબીયો, વલીયો, સહાબીયો, અહલેબૈત, કરામત, મોજિઝા અને ઈમામતની તારીફમા એક કિતાબ જુદી લખી જેનુ નામ "મનસબે ઈમામત" છે તેમા જુઓ તો રદ્દે શિર્ક બિદઅતનુ કંઈ બયાનજ નથી કમકે તે એ વિષયની કિતાબ નથી પછી પીરીમોરીદી અને તસવ્વફના તરીકાઓ પર એક કિતાબ લખી જેનુ નામ "સિરાતુલ મુસ્તકીમ" છે તેમા ઝિકર, ફિકર, મુરાકબો વિગેરેના બયાન સિવાય ઉપલા બે વિષયનુ કઇ બયાનજ નથી હવે મોલાના શહીદની તાહીદના મસાએલ જોવા હોય તો " તકવીયતુલ ઈમાન, " દીનના તમામ તરેહના આગેવાનોના દરજ્જા અને તેઓના મોઅજીઝા કરામતો વાસ્તે તેઓના અકીદા જોવા હોય તો " મનસબે ઈમામત " અને તસવ્વફ એટલે પીરીમુરીદીને વાસ્તે તેઓના વિચારો માટે "સિરાતુલ મુસ્તકીમ' જોવા પછીજ મોલાના શહીદ બાબત દરેક સમજુ માણસ ફેસલો કરી શકશે કે તે કેવા બુઝુર્ગ હતા જો ઇસપરભી ન સમઝો તુમ તો ફિર તુમસે ખોદા સમઝે.

અંબિયા, ઇમામ અને ઇમામઝાદા, પીર અને શહીદ એટલે જેટલા અલ્લાહના મકબુલ (પ્રસન્ન) બંદાઓ છે તે બધા માણસોજ છે અને [અલ્લાહુનીશાન એટલે મોટાઇની આગળ] શકિતવગરના બંદાઓ છે અને અમારા (રૂત્બાની રૂએ નહી પણ જાતિની રૂએ) ભાઇઓ છે પણ અલ્લાહ પાકે તેઓને (એના) મોટા રૂત્બા દીધા (છતા અમો નજીવાપર (કૃપા) મેહેરબાની કરી ઉપલી હદીસમા ફરમાવ્યા મુજબ ઘણુંજ સાચાથી જો તેઓ અમને ભાઇના પ્રીય એલકાબથી પોકારે તો તેને પોતાની નદાનીથી બેઅદબી ગણી રદ નહી કરતા તેને પોતાની ભાગ્યશાળી (ખુશ નસીબી) ગણી સ્વીકારી લેવો જોઇએ અને તેઓના આ જાહેર શબ્દોથી તો તેઓ મોટા ભાઇ થયા (પણ તે શબ્દોને, મોટા લોકોનો, પોતાના ગુલામો માટે સામાન્ય રીતે બોલાતો મહાવરો ગણી પોતાને તો દરેક રીતે દુન્યા અને દીનની બાબતમા તેઓના ચાકરો ગણવા જોઇએ કેમકે અલ્લાહ તઆલાએ તો) અમને [દરેક બાબતમા શરીઅતના હુકમને અનુસરી] તેઓની તાબેદારી બજાવી લાવવાનો હુકમ ફરમાવેલો છે” × જનાબ નબી સાહેબે (સલ) અમારે માટે ભાઇનો શબ્દ વાપર્યો તે કાયમ રાખવાને મોલાના શહીદે અત્રે એ શબ્દ વાપર્યો નહી તો જાહેર છે કે એક જાહેલમા જાહેલ માણુસ પણ પોતાના બાપ કે પીરના દરજાને પોતાના મોટા ભાઇ કરતા ઘણાજ દરજજે વધારે ગણે છે તો તમામ મખલુકના સરદાર (સલ)ના દરજજાને મોલાના શહીદ જેવો મહાન આલિમ મોટા ભાઇ જેટલોજ ગણશે એને કોઇપણ ઇનસાફી માણસ કબુલ રાખશે કે? ઘભરાશો નહી એનો ખોલાસો આગળ આવે છે, જુઓ ગૌસ અને કુતુબની મોટાઇનુ બયાન.

હિંદુસ્તાન, અરબસ્તાન, ઇરાન વિગેરે ઘણા ખરા દેશોની તમામ ભાષાઓમા અથવા બોલીઓમાં દેશીભાઈ, શેહરીભાઇ, દુધભાઇ, પીરભાઇ, ઉસ્તાદ ભાઇ, જાતભાઈ, જ્ઞાતિભાઇ, હીંદુભાઇ, મુસલમાન ભાઇ, પારસીભાઇયો ખ્રિસ્તી ભાઇયો એ શબ્દો એવા સામાન્ય રીતે બોલાય છે કે એક બાદશાહ કે રાજા એક ગરીબ ધેડને એક મોટો અમીર એક રસ્તે રખડતા લુલા લંગડા ગરીબને, તેમજ જેટલા મોટી પદ્દ્વીના લોકો છે તેઓ પોતાના કરતાં ઘણીજ હલકીમા હલકી પંકિતના માણુસોને એકજ દેશ એકજ શેહેર, એકજ ઉસ્તાદના શાગિર્દ, એકજ જ્ઞાતિ અને સૌથી મોટી વાત એકજ જાતિ એટલે માણુસપણાના સબંધને લીધે ભાઇ કહે છે અને કોઇપણ માણુસ એવી રીતે બોલવાને કુફર, ગુન્હો, બેદીની, જહાલત, નાદાની, બેઆબરૂઈ કે બેઅદબી દુન્યાની કે દીની રીતે ગણતો નથી

મજકુર અકલી દલીલોની સમજુતી હતી હવે દીની દલીલો સાંભળો—કુર્આને શરીફમા જે રસૂલો કે નબીયોને રિસાલત અને નબુવ્વત દઇને જે કાફિરોપર ખોદા પાકે મોકલ્યા તે નબીયોને તે કાફિરોના ભાઇ કહ્યા છે ૧ નૂહ (અલ)ની કોમે રસુલોને જુઠાડયા કે જ્યારે તેઓના ભાઈ નૂહે (અલ) તેઓને કહ્યુ કે શું તમે (ખોદા પાકથી) બીતા નથી ?” [પારો ૧૯ રૂકુઅ ૬] ૨ “અને (અને) આદની કોમપર તેઓના ભાઈ હુદ (અલ) ને (નબી બનાવીને) મોકલ્યા” (૮મો પારો ૯મો રૂકુઅ) ૩ તેમજ (૧૨મો પારો, ૫મો રૂકુઅ) ૪ તેમજ [૧૯મો પારો, ૭મો રૂકુઅ) ૫ તેમજ ૨૬મો પારો, ત્રીજો રૂકુઅ) ૬ “અને સમૂદની કોમ તરફ તેઓના ભાઇ સાલેહ [અલ ને નબી બનાવી]ને મોકલ્યા” (૮મો પારો, ૧૦મો રૂકુઅ) ૭ તેમજ [૧૨મો પારો, ૬ઠો રૂકુઅ] ૮ તેમજ (૧૯મો પારો, ૮મો રૂકુઅ] ૯ તેમજ ( ૧૯મો પારો, ૪થો રૂકુઅ)

૧૦ “ લૂત (અલ) ની કોમે રસુલોને જુઠાડયા જ્યારે તેઓના ભાઈ લૂતે કહ્યુ કે શું

× હદિસના જે ઈબારત (લખાણ)મે બધારેલુ છે એ માફ ગણાશે નહી પણ પોતે મૌલાના શહીદ સાહેબે પોતાની કિતાબ “મનસબે ઈમામત”મા એ રૂત્બાઓ અને દરેક રૂત્બાવાળાને કેવીકેવી રીતે માન આપવુ જોઈએ તે બધુ લખેલુ છે તેથી આ લખાણુની તફસીર એ તેજ લખાણેથી કીધી છે અને તેથીજ કેના બધ ભેરતા ખુલ્લા અથવા જાહેર થયા કે જેને બાબા દરેક સમજુ વાચક ઈનશાઅલ્લાહ પસંદ કીધા મગર કહેશે નહીં

સમે (ઓહ પાકથી) બીતા નથી ?" [૧૯મો પારો, ૯મો રૂકુઅ]. ૧૧ 'અને મદયનવાળાઓ તરફ (અમે) તેઓના ભાઇ શોએબ [અલ]ને નબી બનાવી મોકલ્યા" [૮મો પારો, ૧૧મો રૂકૂઅ] ૧૨ તેમજ [૧૨મો પારો, ૮મો રૂકૂઅ] ૧૩ તેમજ [૨૦મો પારો, ૮મો રૂકુઅ]

હવે હદીસોમા અલ્લાહુના રસૂલે (સલ) સહાબીયોને તેમજ કેયામત સુધીના પોતાની તમામ ઇસ્લામી ઉમ્મતને ઓ તોને અને મર્દોને પોતાના ભાઈ બેના ફરમાવ્યા અને જે મોટી મેહેરબાની ફરમાવી છે ત સાભળો ૧ સોહેબીયાની સુબેહની હદીસમા હઝરત બરાઅ [રદી]થી રિવાયત છે કે આપે [સલ] હઝરત ઝૈદને "અમારો ભાઈ અને અમારો સરદાર ફરમાવ્યા" ૨ હઝરત આયશા [રદી]ને માટે જ્યારે નબી સાહેબે (સલ) હઝરત અબુબકર (રદી)ને માગણી કીધી ત્યારે આપે (સલ) હઝરત અબુબકર [રદી]ને ફરમાવ્યુ કે હુ તો તમારો ભાઇ છુ [જેના જવાબમા હઝરત અબુબકરે [રદી] કહયુ કે અલ્લાહના દીન અને કિતાબની રૂએ* આપ મારા ભાઈ છો (મને હદીસો માટે જુઓ બુખારી શરીફ બાબુલ સુલહ અને બાબે એઅફા મુન નિકાહ) ૩ હઝરત રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યુ કે 'મારા ભાઇયો તરફ મને ઘણો શોખ છે અને હુ મારા ભાઇયોને જોઉ એવુ મારૂ મન થાય છે (સહાબા રદી) પૂછ્યુ શુ અમે આપના ભાઇયો નથી ? આપે (સલ) ફરમાવ્યુ કેમ નહીં ? પણ હુ તો) તે મારા ભાઇયો માટે જોવાનો શોખ દેખાડુ છુ કે જેઓ તમારા પછી આવવાના છે અને પછી આપે તેઓની તારીફ કીધી" (જુઓ અબુતાલિબ મક્કી (રહ)ની કિતાબ કુતુલ કુલુબનો ભાગ ૩જો, દુન્યાના આલેમો અને આખેરતના આલિમોના ફરકનુ બયાન) ( તોકીતુલ ઈતકાન શર્હે તકવીયતુલ ઈમાન, બેગલોરના મોહમદી છાપખાનામા સન ૧૨૯૫ હિ મા છપાયલીનુ પનુ ૨૫૬)

હવે ચારે મઝહબોના માનીતા અને પ્રખ્યાત ઈમામ અલ્લામા નવવી (રહ) શર્હે મુસલિમ શરીફમાં શફાઅતના બયાનમા લખે છે કે "ગુનેહગારોમાથી જેઓ જહનમમા દાખલ થયા હશે તેઓને અમારા નબી [સલ]ની, ફિરિસ્તાઓની અને તેઓના ભાઇઓ મોમિનોની શફાઅતથી ત્યાથી કાઢવાને માટે આવી હદીસો આવેલી છે" ૨ ચારે મઝહબોમા જગત પ્રસિદ્ધ મહાન ઈમામ તકીયુદીન સુબકી (રહ) આખી ઇસલામી દુન્યામા પ્રખ્યાત તેવણની કિતાબ, શિફાઉસ્સ અસકામમા શફાઅતના બાબમા ફરમાવે છે કે ' ગુનેહગારોમાથી જેઓ જહનમમા દાખલ થયા હશે તેઓને અમારા નબી (સલ)ની, બીજા સઘળા નબીઓ અને ફિરિસ્તાઓ અને તેઓના ભાઈ મોમિન (મુસલમાનો)ની શફાઅતથી દોઝખમાથી બહાર કાઢવાને માટે સહીહ હદીસો આવેલી છે

ત્યારે કુર્આન હદીસ અને ફિકેહના ઇમામોએ જ્યારે ફિરસ્તા, નબીયો, રસૂલો, સહાબા વલીયોને એક બીજાના ભાઇઓ કહેવાનુ જાયઝ રાખ્યુ કેમકે તેઓ દીની ભાઇઓ છે, કોઇએ કુફર ગુનો કે બેઅદબી ગણી નહી અને કુર્આને શરીફ તો કાફેરોને નબીયોના અને નબીયોને કાફેરોના, જાતિ કે શેહેરી કે કૌમી ભાઇઓ કહયા ત્યારે મૌલાના શહીદે હદીસનાં તરજુમામા જનાબ નબી (સલ)એ ફરમાવેલો શબ્દ કાયમ રાખવાને

* કેમકે કુર્આનમા નબી સાહેબ [સલ] ની સીફતોને માટે આવેલુ છે કે " હુ સોથી પેહલો મુસલમાન છુ એમ આ નબી ' આપ ફરમાવો ", (જુઓ ૮મા પારાનો ૭મો રૂકુઅ) અને "તેના રબ તરફથી તેના તરફ જે (કુર્આન) ઉતારવામા આવ્યુ તેનાપર રસુલ (સલ)ઈમાન લાવ્યા (જુઓ ૩જા પારા નો ૯મો રૂકુઅ) તેથી આપ (સલ) સૌ કરતા મોટા દરજ્જાના મુસલમાન અને ઈમાનવાળા સાબિત થયા અને "બેશક ઈમાનવાળા તો સઘળા ભાઈ છે" (પારા ૨૬નો રૂકુઅ ૧૩મો), અને ' જો તેઓ ઈમાન લાવે અને નમાઝને કાયમ કરે તો તેઓ તમારા દીની ભાઇઓ છે " (૧૦મા પારાનો ૮મો રૂકુઅ) તેથી કરીને નબી સાહેબ [સલ] સહાબાને અને સહાબા (રદી) નબી સાહેબને તેમજ તેઓ, સઘળા મોમિન મુસલમાન ભાઈઓને મજકુર આયતોની દલીલથી પોતાના દીની ભાઇયો ગણતા અને કહેતા હતા

ઉપર જણાવ્યા પ્રમાણે જો ભાઈનો શબ્દ વાપર્યો તો તેવણ કાફિર, ગુનેહગાર કે બેઅદબ કેમ કરીને થાય તે પોતે વિચારી લેશો. એ કિતાબ લખવા પહેલા કે લખતી વખતે કે લખવા પછી વલ્લાહ બિલ્લાહ મૌલાનાનો એવો અકીદો કદી કોઈથી પણ કેયામત સુધી સાબેત થઇ શકશે નહીં **આકિલકો તો કાફી હય ફકત એક ઇશારા જાહિલકો તો કાફી હય ન દફતર ન રિસાલા**

. પછી કૉલમ ત્રીજાના ૨જા પેરેગ્રાફમા લખે છે કે "**અકીદો** ૩ હઝરત પેગમ્બરની શાન ખોદા આગળ એક ચમારથી પણ હલકી છે" વિ વિ **તકવીયતુલ ઈમાન** મજકુર છાપખાનામા છપાયલાના પાના ૧૪મા શુ લખ્યુ છે તે જુઓ સુરએ **લુકમાન**મા ખોદાપાકે ફરમાવ્યુ છે કે "(અલ્લાહ પાકની સાથે) શિર્ક કરવો બેશક બહુજ મોટી બેઇનસાફી છે" એ આખી આયતની મતલબ સમજાવતા મોલાના શહીદ (રહ) ફરમાવે છે કે "બેઇનસાફી એજ છે કે કોઇનો હક [હકદારને છોડી] બીજા કોઇને [ કે જે કોઇપણ રીતે હકદાર નહો હોય ] આપી દેવો અને જેણે અલ્લાહનો હક (એટલે તોહીદ, એટલે ઝાત, સિફાત, ઇબાદત અને કામોમા તેનો કોઇને શરીક નહી બનાવવો એ હકને) તેની કોઇપણ મખલુક (નબી, રસુલ, વલી, શહીદ, જિન, ફિરિશ્તા) ને દઇ દીધો (એટલે તોહીદના મજકુર કોઇપણ વિભાગમા તેના જેવો માન્યો) તો (જાણે) સૌથી મોટાનો હક લઇને નાથી હલકાને દઇ દીધો. જેવી રીતે **એક બાદશાહનો તાજ એક ચમારને માથે મુકી દઇએ** એથી વધારે બીજી બેઇનસાફી કઇ હશે અને એ વાત ચોકસ જાણવી જોઇએ કે મખલુકમા દરેકે દરેક (પછી તે બાદશાહ હોય કે ચમાર ઘેડા કે ભગીયો) મોટો હોય કે નાનો અલ્લાહ પાકની મોટાઇ [શાન] આગળ **ચમાર** (ઘેડા) **કરતા પણ હલકો છે**".

બસ અસલ લખાણ એટલુ છે એમા માત્ર બાદશાહની મોટાઇ અને ચમારની હલકાઇની સરખામણી સિવાય બીજુ કઇજ નથી નહી કોઇ વખાન બયાન અને નહીં નબી સાહેબ [સલ]નુ નામ, નહી તેઓ તરફ એક લેશ માત્ર ઇશારો ત્યારે કોણ જાણે વાચક વર્ગ આવા મહાન બુઝુર્ગના ઉપર આવા કુફરની જુઠી તોહમત લખવા બાબત તોહમત ઘડનારને ઇનામમા શુ દેશે !

હવે એ જોઇએ કે આવા શબ્દો ઇસ્લામી દીનમાં આખી દુન્યામા પ્રખ્યાત ગણાતા કોઈ બીજા બુઝુર્ગોએ પણ લખ્યા છે કે ૧ હઝરત **ઇમામ મોહમદ ગિઝાલી** (રહ)ની, નવલ કિશોર છાપખાના લખનૌમા છપાયલી કિતાબ **ઇકસીરે હિદાયત જે કે** ઉર્દુ તરજુમો **કીમીયાએ સઆદતનો** છે તેના પાના ૫૯૦મા હઝરત ઇમામ સાહેબ કે જેનણુ તસવવફ, દીની ઇલમ અને ફલસફાના ઇમામ ગણાઈ આખી દુન્યામા હુજ્જતુલ ઇસ્લામને લકબે ઓળખાય છે, લખે છે કે "ઓ દોસ્ત ! (તમામ) **માણુસ જાતિની** (ખોદાની શાન આગળ) અશકિત અને નાદાનીનો જો તુ પ્રમાણ [હિસાબ] ગણે તો (અલ્લાહની શકિત (કુદરત) અને ઇલ્મના મોકાબલામા) તે, જે એક રજકણ જેટલી કુદરત અને રજકણ જેટલુ જ્ઞાન (ઇલ્મ) રાખે છે, પોતાની આ અશકત અને નાદાન (અજ્ઞાન) હાલતને જોઇ નાબુદ [ ભુવો જેવો] થઈ જાય, અગર જો તે (નબી અને રસુલ પછી દુન્યામા સૌથી મોટા દરજ્જાવાળો) સિદીક હોય, અથવા (પોતે) પેગમ્બર (નબી કે રસુલ) હોય, કેમકે ( કોઇપણ તરેહની અશકિત કે અજ્ઞાનના ) એબોથી તે **પેદા કરનારજ** (એકલો) પાક છે" ચમાર તો કઇપણ ઠીક શબ્દ હતો, અને તે પણ નબી કે વલીના શબ્દ વગર, હઝરત શહીદે લખ્યો હતો, પણ અહી તો સિદીક અને પેગમ્બરના ખુલ્લા શબ્દો ઇમામ સાહેબે વાપરી તેઓને તદ્દન નજીવા કહ્યા, અને તેઓના ઇલમ અને કુદરતને રજકણ કહયા

૨ તરીકતના ચોથા ઇમામ હઝરત શેખ શેહાબુદદીન સોહરવર્દી (રહ)ના માનીતા શાગિર્દ, હઝરત **શેખ સઅદી** [રહ]ની, નવલ કિશોર છાપખાના લખનૌમા છપાયલી કિતાબ **બોસ્તાન**ના પાના ૪૭૧મા છે કે " મનને તો ખોદા

[illegible] લગાડવો જોઇએ. ( કે જેમાં દરેક [illegible] છે. ) કેમકે (ખોદા પાક સિવાય) [illegible] દુન્યામાં) છે તે (પથ્થરના) બુત [illegible] (અલ્લાહની શાન આગળ) * શકન [illegible] "જે કોઇ છે તે" એમા સઘળા ફિરિશ્તા રસૂલો નબીયો અને વલીયો આવી જતા નથી ? જરા ચોકસ વિચારશો

૩ હિંદુસ્તાનમા એક મને ગૌસ અને કુતુબ મનાયલા **ચિશ્તીયા** ખાનદાનના મોટા આગેવાન, ઝરી ઝરબખ્શ **હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલીયા** (રહ)ની, દિલ્લીમાં છપાયલી કિતાબ, **ફવાએદુલ ફોઆદના** પાના ૬૦મા હઝરત ખ્વાજા સાહેબ મજકુર, પોતે લખે છે કે ' જ્યા સુધી (ખોદા પાકની મોટાઇ અને શાન આગળ) **તમામ મખલુક** (પેદા કીધેલી દરેક દરેક ચીજ) ઉંટની લીંડી સરખી [નજીવી તેને નહીં દેખાય [એટલે તે નહી ગણે] ત્યા સુધી કોઈ (પણ મુસલમાન) નુ ઇમાન કામિલ (પૂરે-પૂરૂં, સપુંર્ણ) થતુ નથી " હઝરત ઇમામ મિઝાલી અલ્લાહની શાન આગળ પેગંબરો અને સિદ્દીકોની મોટાઇને નામ દઇને નાબુદ, જનાનુ વિગેરે ગણે, હઝરત શેખ સઅદી (રહ) અલ્લાહની શાન આગળ બધાની મોટાઇને ફિરેના બુતો કરતાએ અશકત સમજે, મહાન કુતુબ હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ) તો દરેક મુસલમાનને એવો મર્દોહોજ ખવાને તાકીદ કરે કે ખોદાપાકની શાન આગળ તેની તમામ મખલુકને જ્યા સુધી ઉંટડીની લીંડી જેવા નજીવા નહી ગણશો ત્યા સુધી તમારૂ ઇમાનજ અધુરૂ સમજશો અને જાહેર છે કે મજકુર સાહેબોની મજકુર કિતાબો લોકોમા જેટલી ફેલાયલી છે અને જેટલી વચાય છે તેનો હજારમો ભાગ પણ મૌલાના શહીદની **તકવીયતુલ ઈમાન** વચાતી નથી છતા આજ સુધી કોઇએ, મજકુર સાહેબોની આ ઇબારતો ગુસ્તાખીભરેલી છે, કરીને પ્રગટ કીધુ નહી અથવા તે સાહેબોપર કે તેઓની મજકુર કિતાબોપર આ ઇબારતોને લીધે કુફરનો ફતવો દીધો નહીં

તેનુ મુખ્ય કારણ એ સિવાય બીજુ કઇજ નથી કે તે મહાન બુઝુર્ગોની તેજ કિતાબોમા, અથવા તો બીજી કિતાબોમા, રસૂલો, નબીયો અને અવલીયા અલ્લાહોની શાનમા અને તેઓની બુઝુર્ગીમા એવા સારા લખાણો મજકુર બુઝુર્ગોએ લખેલા છે, કે મજકુર વચનોમાં, તે વણે બુઝુર્ગોએ રસૂલો, ફિરિશ્તાઓ, નબીયો, અને અવલીયા અલ્લાહોને માટે બેઅદબીને અર્થે એવા શબ્દો લખેલા છે એવુ જરાએ કોઇપણ અનુમાન કરી શકતુ નથી, અને તેમ કલ્પના કરવાની જરાએ ગુંજાશ નથી તેવીજ રીતે હઝરત મૌલાના શહીદની એજ કિતાબ **તકવીયતુલ ઇમાન** અને તેનો બીજો ભાગ **તઝકીરૂલ ઇખવાન** તેમજ બીજી કિતાબો **મનસબે ઈમામત** અને **સિરાતુલ મુસ્તકીમ** વિગેરેમા, બે ચાર ઠેકાણે નહી પણ સેકડો ઠેકાણે, ફિરિશ્તાઓ, રસૂલો, નબીયો અને વલીયોને માટે જ્યારે ઘણા ઉત્તમ લખાણો મોજુદ છે જના નમુના રજુ કીધેલા આગળ આવશે, તેઓ સાહેબ વાસ્તે એવો ખોટો વ્હેમ ઇનસાફી અને સમજુ માણસથી રખાય કેમ, તે જરા વિચારશો

મૌલાના શહીદની ઇબારત મજકુરથી કરોડો દરજ્જે આવી સખત ચોખ્ખી ઇબારતોને માટે તો ચુપચાપ બેસી રહેવુ અને જે ઇબારતમા એક બાદશાહની મોટાઈ અને ધેડાની હલકાઇની સરખામણી સિવાય બીજુ કઇજ નહી હોય તેને જનાબ નબી સાહેબને નામે ઘડી કાઢી લોકોમા પ્રગટ કરવુ અને મુસલમાનોમા કુસપ ફેલાવવો એ દજ્જાલના નાએબો સિવાય બીજા કોનુ કામ છે તે પોતે વાચકો ફેસલો કરશે

પછી કૉલમ ૩ જાના ચોથા પેરેગ્રાફના લખાણમાં ફેરફાર કરવામાં આવેલો છે, અસલ ઇબારત તેમ નથી તેમા હઝરત પેગંબરનુ નામ પણ નથી પણ મતલબ ઉપલા જવાબ સરખીજ અલ્લાહની શાનની મોટાઇ માટે છે વાસ્તે તે

* દિલ અઝ દસ્ત સમદ બાશદ અય દોસ્ત બરત
કે આફિઝ તરદ અઝ સનમ હરચે હસ્ત

ફરીથી લખતો નથી પછી એજ કૉલમના પહેલા પેરેગ્રાફમા હઝરત નબી (સલ)ના પણ શફાઅત કરનાર કોઇ બીજો લખવાની તોહમત મુકી છે તેની અસ્લ ઇબારત **તકવીયતુલ ઇમાન** પાં ૨૦મા નીચે મુજબ છે "તેવીજ રીતે (દરેક મુસલમાનને) એ (શફાઅતની જ) હાજત (છે તે)ને પણ તે (અલ્લાહ પાક)નાજ અખત્યાર (ઇચ્છા) પર છોડી દીએ જેને તે ચાહશે તેને અમારા શફાઅતનો કરનાર ઠેરવશે" એમા કોઇ પણ નબી કે વલીનુ નામે કયા છે માત્ર જુઠુ ઘડવાના એ લોકોએ સમ ખાધેલા છે, તેમજ શફાઅતનો ઇનકાર પણ નથી

માલના શહીદની મતલબ એટલીજ છે કે કેયામતને દહાડે કેટલાક લોકો અમારા નબી (સલ) ની સોથી મોટી શફાઅતથી, કેટલાક લોકો બીજા નબીયો અને રસૂલોની શફાઅતથી, કેટલાક લોકો ફિરિસ્તાઓની શફાઅતથી, કેટલાક લોકા સહાબા, તાબેઇન, તબએ તાબેઇન, વલીયો અને આલિમોની શફાઅતથી બખશાઇ જશે, અહી સુંધી કે કેટલાની શફાઅત તો તે લોકોના નાના બચ્ચા જે નાનપણમા મરી ગયા હશે, કરશે જને માટે મહાન ઇમામો હઝરત **ઇમામ નવવી** અને **ઇમામ સુયુતી** (રહ)ની ઇબારતો જે મે ઉપર લખી તે દલીલને માટે બસ છે વાસ્તે દરેક માણસને ખબર નથી કે તેને કોના શફાઅત હાસેલ થશે તેથી એ બાબત અલ્લાહપર ભરોસો કરે ' મજકુર બુઝુર્ગોમાથી કોઇની પણ વાત અતવી ને અમને બચાશે (ઇ અ તઆલા)

એ પછી અકીદા ૬થી અકીદા ૧૦ સુધીની અને ૧૮મી અને ૨૦મી શફાઓ યા તો જુઠી તોહમતો છે અથવા તે લખાણના અર્થ એ નથી એ બાબત ખોલાસો જોવો હોય તો, પોતે એજ **પેપરની આઈત્તમા** ગુજરાતીના છપાયલી, મજકુર તમામ નાકામો ના જવાબોવાળી કિતાબ, **તકવીયતુલ ઇમાન** જનાબ મૌલવી **હકીમ** હાજી અમદુરહેમાન સાહેબ બિન મૌલાના હાફેઝ ગુલામ મોહમ્મદ રાબ રાદેરી (રહ) પાસેથી પાચ આનાની કિમતે મગાવી વાચી ખાત્રી કરી લેવી નમુના અર્થે ઉપલા જવાબો **બસ છે** જના ઉપરથી એક **સમજુ ઇનસાફી માણસ પારખી** શકશે કે જ્યારે **આવી ભારે તોહમતો આવી** નજીવી હતી તો જે નજીવી **તોહમતો છે તેના** શા હાલ હશ અત્રે હઝરત મૌલાના **શહીદ (રહ)** ની કિતાબોથી હુ તેવણના કેટલાક **વચનો ઘણાજ** ટુકમા ટાકુ છુ જેથી જણાઇ **જશે કે તે** સાહેબ કેવા પાકા સુન્ની મઝહબના આલિમ **અને** કાદરીયા, નકશબંદીયા, ચિશ્તીયા વિગેરે તરીકાના કેવા મોટા સુફી હતા

ખોદાપાક, રસુલો, નબીયો, સહાબીયો, અહલે બૈત, વલીયો, ચારે મઝહબો, ચારે મઝહબોના ઇમામો, ગોસો, કુતુબો, અબદાલો, અવતાદો, હઝરત ગોસે આઝમ હઝરત ખ્વાજા નકશબંદ, હઝરાત ખ્વાજગાને ચિશ્ત એટલુજ નહી પણ બધા વલીયોને જે માણસ નીચે લખ્યા પ્રમાણે સારી રીતે માનતો હોય તેઓના મોઅજિઝ અને કરામતોને મને એટલુજ નહી પણ તેને મશહુર અને મોતવાતિર ગણી તેના નહી માનનારને કાફિર ગણતો **હોય. કેમકે** મુતવાતેરને નહી **માનનાર ઇસલામમા એકે મતે** કાફિર છે, દરેક બાબતમા બુઝુર્ગોને દોઆ **અને** તવજ્જોહની શકિત હેવાયલી ખુલા શબ્દોમા લખતો હોય વસીલાને તો **એટલે** દરજ્જે **જરૂરી** ગણે કે તે વગર ફિરિસ્તાને પણ ખોદાની **દરગાહમા** નહી પોહચેલો સમજે તેજ માણસ તેજ પોતાના માનીતાઓને માટે એના કુફરના શબ્દો લખે **એ** વાત કોઇપણ માણસ કબુલ રાખશે કે '

**જનાબ નબી સાહેબ (સલ)ને માટે એ** કીદો ખોદાના પેગમ્બર (સલ) **સઘળા અબીયા અને અવલીયાના સરદાર** હતા જેટલા બુઝુર્ગો છે તેઓને આપ (સલ) **ની તાબેદારીથીજ** બુઝુર્ગી મળી" (**તકવીયતુલ ઇમાન પા ૨૪**). "ઇમાન લાવવા વિષે જોઇએ કે **હઝરત** રસૂલ (સલ)ને **અલ્લાહ** પાકના **મકબુલ** બંદા **અને** ( અલ્લાહની ) **સઘળી** મખલૂકમાં ( **સઘળા** ) **કમાલો અને ખુબીયોમાં સૌથી બેહતર** જાણે" (**તઝકીરૂલ ઇખવાન પા. ૭૭**) "તેઓ

(અલ) મા (સઘળા) ગુણો એવા સંપુર્ણ એકઠા થયા હતા કે બીજા કોઇપણ માણસમા તે કરતા વધારે સંપુર્ણ થઇ શકતા નથી" (પા ૩૬) "આપ (સલ) **સઘળી મખલુકથી બેહતર,** અકલવાળા, હોશીયાર, સહનશીળ [ હલીમ ], દયાળુ (રહીમ), દરેક વાતનુ છેવટ વિચારનારા મળતાવડા, નિર્લોભી, સંતોષિ, મરવતવાળા, ઉદાર શુરવીર, મતલબ એ કે માણસને માટે જેટલા સારા ગુણો સંપુર્ણ રીતે જોઇએ **તે આપ (સલ)મા સૌથી વધારે હતાં.** (પા ૩૮)

**સઘળા નબીયો અને રસૂલો (અલ) અને તેઓના વસીલાને માટે અકીદો** — **બધા માણસો કરતા** અલ્લાહ તઆલાની દરગાહમા **નબીયો (અલ) નો** તો કઇ **જુદોજ ફરક** છે, અનાદિ (નામોતેનાહી) ઈનામો તેઓનેજ અપાય છે, મહબુબીયતના બગીચાના ફુલ તેઓજ છે આસમાની જેટલા પાક મહાન રહમાઓ છે તે તેઓનીજ બરકતવાળી ઝાતોને દેવાયલા છે, આકાશ અને પૃથ્વીપરના જે સાથી અધરામા અધરા કામ છે તે પૂરાં કરવા તેઓનાજ પાક નફસોને લાયક છે, ફિરિશ્તાઓ અને પાક રૂહાનીયોની મેહફિલો અને લશકરોના સરદારો તેઓજ છે, તેઓની હિંમત અને કોશિશજ **બંધ દરવાજાઓની કુંચી છે.** તેઓની દોઆઓ બેશક મકબુલ, તેઓનોજ દોસ્ત ખોદાનો પ્યારો છે અને તેઓનો દુશમન અલ્લાહનો દુશમન છે તેઓની મોહબ્બતથીજ મહાન દરજાઓ મળે છે અને તેઓનો **વસીલો** (આશ્રો) **લેવાથીજ** (દુન્યા અને આખેરતની તકલીફોથી) છુટકારો થાય છે **તેઓનો વસીલો પકડયા વગર,** આશ્રા વગરનુ ભટકવુ છે (મૌલાના શહીદની પ્રખ્યાત કિતાબ **મનસબે ઈમામત** ફારૂકી છાપખાના દિલ્લીમા છપાયલીતુ પાનુ ૪)

**સહાબીયો માટે અકીદો** —" પેગંબર સાહેબ (સલ)ના સહાબા તેવણુની **સઘળી ઉમ્મતથી બેહતર** છે " (પાનુ ૨૧) "ચોથી ફસલ (અધ્યાય) **સહાબા અને અહલેબૈત** (રદી)ના બયાનમા એ સઘળા સહાબા છે (ર'ા) તેઓની તારીફ અને સારા ગુણો કુર્આન અને હદીસથી સાબેત છે તેઓની સાથે મોહબ્બત રાખવી અને તેઓના રસ્તાપર ચાલવુ ઇમાનની નિશાની છે પછી જે કોઇ તઓને નહી માને અથવા બુરા ગણે તો તેણે કુર્આન અને હદીસથી વિરૂદ્ધ કીધુ (તેથી) તેને માટે જહનમ ઠેકાણુ છે એ સઘળા (રદી) હઝરતના અહલે બૈત અને આલમા દાખેલ છે તેઓની મોહબ્બત રાખવી અને તેઓના રાહરવૈયા પર ચાલવુ એજ ઇસલામ અને ઇમાનની નિશાની છે ખોદા બચાવે કોઈ માણસ જો તેઓને બુરા ગણે તો જાણે તેણે કુર્આન હદીસનો ઇનકાર કીધો ત્યારે દોઝખ વગર તેનુ ઠેકાણુ બીજે કેથે નથી" (**તઝકીરૂલ ઈખવાન**) પાનુ ૭૩, ૭૪.

**ચાર મઝહબે.ના ચારે ઇમામોને માટે વચન** —તેથી કરીને (શરીઅતના હુકમાના) આ જ્ઞાનમા (અલ્લાહ તઆલા આગળ) મકબુલ (પ્રસન્ન) મુજતહેદો ( મઝહબોના ઇમામો ), અંબીયા (અલ)ની સાથે મળતા છે તેથી તેઓને એ (ઇજતેહાદના) જ્ઞાનના **ઇમ મોજ ગણવા જોઇએ, જેવાકે ચારે મઝહબના ઇમામો** અગરજ (આ) દીનમા મુજતહેદો ઘણા થઇ ગયા છે પણ **આ ઉમ્મતમા વધુ મતે** (જુમહુરના કૌલથી) **એજ થોડાક** (એટલે ચાર) **સાહેબો છે.** ત્યારે એમ સમજવુ કે **આ (ઇ તેહાદની) બાબતમા (નબીયોની સાથે)પરેપૂરૂ મળતા પણ એઓ ચાર ઈમામો (રદી)** નાજ ભાગ્યમા લખેલુ હતુ એ (મહાન દરજજાને જોતા સઘળા ઇસલામીયો (સુનત જમાઅત)ના, ખાસ અને આમ લોકોમા, તેઓ (પોતપોતાના મઝહબના) ઇમામના ઇલકાબથી પ્રખ્યાત થઈ ઇજતેહાદની શકિતવાળા (તેઓજ) ગણાયા (બીજા નહી) (**મનસબે ઈમામત**) પાનુ ૫૩

**અવલીયા અલ્લાહો માટે અકીદો** —"મહાન અવલીયાઓ મોટા કમાલોમા નબીયો (અલ)ની સાથે મોશાબેહત (મળતાવડાપણુ) રાખે છે" **[મનસબેત ઈમામત]** પાનુ ૩૬) "જે

ફ્રમાલો (ખૂબીયો) અલ્લાહના નબીયો (અલ)મા મળી આવે છે તેમાનો કેટલોક ભાગ તેઓના તાબેદારો (વલીયો)ને પણ મળ્યો છે (પા ૪૮) **કરામતને માટે વચન:**—"હવે રહી ગયુ કરામતનુ બયાન તો તેની અત્રે એટલા માટે બયાન કરવાની જરૂર નથી કે અલ્લાહનો રસ્તો દેખાડનારા નબીયો (અલ)ની તાબેદારીના તુફૈલથી (વલીયોની કરામતો) **એટલી બધી** અને **એવી અખ્યાત અને એવી મુતવાતિર કરામતો જાહેર થયલી** છે કે અહી નહી બયાન કરીએ તોપણુ ચાલે" (પાનુ ૪૭) [કેમકે એ કિતાબ તે બાબત લખાયલી નથી]

**ઈમામ, ગૌસ, કુતુબની મોટાઈ અને વલીયો (રહ)ના વસીલા બાબત મૌલાના શહીદની ભારે દલીલો:**—ઇમામ (એટલે ગૌસ અથવા કુતુબ) જનાબ રસુલ (સલ)ના પ્યારા ફરઝંદને ઠેકાણે છે અને (આ) ઉમ્મત અને દીનના સઘળા બુઝુર્ગો તે (ગાસ)ની તાબેદારીમા પોતાનો જીવ ઓવારનારા તાબેદારોને ઠેકાણે છે ત્યારે જેવી રીતે કે એક રાજ્યના સઘળા અમીરો અને રાજ્યાધિકારીઓને બાદશાહજાદાને માન આપવુ જરૂરી છે અને **તેનો વસીલો પકડવો વાજિબ છે**[1] તેની મોહબ્બત તે રસુલ (સલ)ની મોહબ્બત છે અને તેનાથી વેગળા રેહવુ રસુલ (સલ)થી દૂર રેહવા સરખુ છે ખાસ કરીને તે વખતે કે જ્યારે હઝરત પેગબર સાહેબ (સલ)ના નાએબ (પ્રતિનિધી) હોવાનો મોટો દરજ્જો પણ ખોદાપાક **તરફથી** તેને આપવામા આવ્યો હોય

મતલબ એ કે (કોઇ પણ ફિરિશ્તા કે માણુસને) તે (**મહાન ઔલીયા**)ઓનો **વસીલો** છોડી અલ્લાહપાકની નઝદીકી હુંઢવી એ એક ગાડપણુનો વિચાર અને એક તદ્દન ખોટો વ્હેમ છે કે જે કદી બનવા જેવુ નથી, (કેમકે) અલ્લાહપાકની મેહેરબાની અને તેના **ખાસ પ્યારા બન્દાઓ** (નબીયો (અલ) અને વલીયો)**ની મેહેરબાની વગર જો કોઇ ફિરિશ્તો હશે અને તે તેઓના વસીલા વગર ખોદાપાકની મેહેરબાની** હુંઢશે તો તે ફોકટ છે. (પાનુ ૭૨, ૭૩)[2]

**તેઓના વસીલાથી દુન્યામાં થતાં કામો** "અલ્લાહ તઆલાએ દુન્યાના કામોમા તેઓને વસીલો ઠેરવ્યા છે જેવી રીતે કે વરસાદ વરસવો, ઝાડો ફૂટી નીકળવા, ઝાડબુટીનુ લીલાછમ રહેવુ, જુદીજુદી તરેહના જાનવરોનુ હસ્તી ધરાવવુ, શહેરો અને ગામોનુ આબાદ રેહવુ, હાલતોનો ફેરફાર, રાજાઓની ચઢતી પડતી, અમીરોની હાલતોમા ફેરફાર, નાના અને મોટાઓની ગરીબી કે તવંગરીની હાલતોમા હેરફેર, લશ્કરોનુ એકઠા થવુ અથવા વિખેરાઇ જવુ, બલાઓનુ દૂર થવુ, અને વબા (કૉલેરા વિગેરે બીમારીઓ) દૂર થવી વિગેરે (મા તેઓની હિમત અને દોઆને બહુ મોટી અસર દીધેલી છે (પાનુ ૬૩)

**અવલીયાઓ કેટલી તરેહના છે**—"નબી (સલ)એ ફરમાવ્યુ છે કે શામ (સીરીયા)ના મુલકમા ચાળીશ અબદાલો હોય છે જ્યારે તેઓમાથી કોઇ મરી જાય છે ત્યારે તેને ઠેકાણે અલ્લાહ તઆલા બીજાને નીમે છે અને તેઓની બરકતથીજ વરસાદ વરસે છે, અને દુશમનોપર ફતેહ મળે છે, અને તેઓનીજ બરકતથી **શામ** દેશના રહેનારાઓપર અઝાબ થતો **નથી**" (પાનુ ૬૩)

"એ બુઝુર્ગો (અવલીયાઓ) માથી કેટલાક **તમામ માણુસોની હાલતો સુધારવાને** મુકર્રર છે કોઇ પણ ખાસ કૌમ કે શહેર માટે

---

1 બિદઅતીઓએ આગળ જે ખોટો સવાલ ઉઠાવ્યો હતો કે મૌલાના શહીદ (રહ) હઝરત નબી (સલ)નો દરજ્જો એક મોટા ભાઈ સરખો ગણવા લખે છે તેઓએ આ ઠેકાણે વિચારી લેવુ કે એક કુતુબના અને વલીયોના દરજ્જાઓને જ્યારે મૌલાના એટલા મોટા ગણે છે તો કોઈ પણ રીતે હલકા ખોટા શબ્દો લેવાણુ પોતાના નબી માટે લખે કે? એ બધા બોકાઓજ છે.

2 મૌલાના રૂમ સાહેબ (રહ)ની મસનવીનો એ શેઅેર છે—

"એ ઇનાયાતે હકો ખાસાને હક
ગર મલક બાશદ સિયહ હસ્તશ વરક"

મુખી જેવા કે હઝરત ખિઝર [અલ] અને અબ્દાલો, અવતાદો, અફરાદો, અને કેટલાક એકજ ખાસ શેહેર કે લશકર સાથે મુકરર છે, જેવાકે કુતબો, નુજબા અને રૂકબા" (પાનુ ૬૬, ૬૭) તરીકતના ત્રણે મહાન તરીકાઓમાં તેવણનો દરજ્જો"—'પણ કાદરીયા તરીકાનુ બયાન તો હઝરત મૌલાના શાહ અબ્દુલ અઝીઝ (રહ)ની બૈઅત લેવાથી તે બરકત મળી તેમજ આપની તવજ્જોહથી હઝરત ગૌસુસ સકલૈન (બડે પીર સાહેબ) (રદી) અને જનાબ હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રદી)ની રૂહોએ આપની તરફ વસલ્લુ કીધુ, અને આ જનાબ (એટલે હઝરત ખ્વાજએ ખ્વાજગા ખ્વાજા કુતબુલ અકતાબ બખત્યાર કાકી (રદી) એ આપપર ઘણી સખત તવજ્જોહ નાખી કે જે તવજ્જોહથી ચિશ્તીયા તરીકાની શરૂઆતની નિસબત હાસલ થયલી સાબેત થઇ. મૌલાના શહીદ (રહ)ની કિતાબ સિરાતુલ મુસ્તકીમ પાનુ ૧૭૭)

અલહમ્દો લિલ્લાહ! વાચકો આગળ ઉપર લખેલી દલીલોથી મે સાબેત કરી દાધુ કે મૌલાના ઇસમાઇલ શહીદ ગાઝી કેવા મહાન આલિમ અને વલીયલ્લાહ છે કેમ નહી હોય, આપ હિંદુસ્તાનના તમામ મોહદ્દિસો, આલિમો અને સુફીયોના સરદાર શાહ વલીયુલ્લાહ સાહેબ મોહદ્દિસે દેહલવી (રહ)ના પૌત્ર, અને શાહ અબ્દુલ અઝીઝ સાહેબ મોહદ્દિસે દેહલવીના ભત્રીજા છે એટલુ બધુ જાણ્યા પછી પણ જો કોઇ પોતાની આખેરત બગાડવા એવા બુઝુર્ગને માટે કઇ ભુંડુ બોલી દુશમની કરશે તેને માટે યાદ રાખવુ કે —

૧ મિશકાત શરીફમા બુખારીની હદીસ છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જે માણસ મારા દોસ્તની સાથે દુશમની કરશે તેણે મારી સાથે લડવા તેયાર થઇ જવુ" ૨ બુખારી શરીફની હઝરત અબુઝરદા (રદી)થી રિવાયત થયલી હદીસ છે કે કોઇ માણસ બીજાપર ફિસ્ક (હરામ કામ કરવાની) તોહમત નહી મુકે અને કુફરની તોહમત પણ નહી મુકે કેમકે એ ફિસ્ક અને કુફરના વચન, કેહનારાપરજ પાછા આવે છે જે બીજા માણસ માટે તેણે કહ્યુ હતુ તે માણસ તેવો ફાસિક અને કાફિર નહી હોય તો ૩ બુખારી અને મુસલિમમા રિવાયત છે કે જે માણસ કોઇને કાફિર કરીને અથવા ખોદાનો દુશમન કહીને પોકારે અને જેને પોકાર્યો તે એવી તરેહનો (એટલે કાફિર કે ખોદાનો દુશમન) નહી હોય તો કેહનાર પર તે વચન પાછુ આવે છે (એટલે કેહનાર પોતે કાફિર અને ખુદાનો દુશમન ખોદાપાક આગળ ઠરે છે) (મિશકાત શરીફમાં હિફઝુલિલસાનના બાબની પહેલી ફસલ)

હુ ઉમેદ રાખુ છુ કે મજકુર હદીસોને વાચી લોકો શાણામણ લઇ મુસલમાનોને માટે ભુંડા શબ્દો ઇનશાઅલ્લાહો તઆલા બહુ સંભાળીને વાપરશે ખાસ કરીને જે લોકો સુન્નત જમાતના આગેવાનો એટલે બાઅમલ આલિમો અને તકવો રાખનાર સુફીયો હોય તેઓને માટે તો પેહલી હદીસ પ્રમાણે ખોળ તપાસ કીધા વગર બોલવા કે કઇ લખવા બહુજ વિચારવુ જોઇએ કેમકે તેના તરફથી લડનાર પોતે અલ્લાહ તઆલા તેયાર છે

હેવબંદના આલિમો અને તેઓની સાથે સંબંધ ધરાવનારા આલિમો અને હઝરત

* આ બયાનથી બુઝુર્ગોની રૂહોથી ફેઝ મળવાના પણ હઝરત શહીદ વણી સારી રીતે માનનારા સાબેત થયા હવે એક પાકા સુન્ની મુસલમાન એટલુ જ નહી પણ કામેલ વલીયલ્લાહ હોવાને માટે માણસમા જે જે સારા ગુણો અકીદાઓ અને સારા કામોની જરૂર છે તે બધા હઝરત મૌલાના શહીદમા સાબેત થયા અને બુઝુર્ગોને વાસ્તે આપે જે જે વચનો ફરમાવ્યા છે તેથી સારા બીજા કોઇએ ભાગ્યેજ વાપર્યા હશે જો તેના વચનોથી હઝરત મૌલાના શહીદના વચનો ઉત્તમ નહી હશે તો હલકા પણ હશે નહી તેઓના દુશમનોના લખાણ પ્રમાણે જો મૌલાના શહીદ (રહ) ખોદાપાક જનાબ નબી (સલ) અને અવલીયાઅલ્લાહના દુશમન હોત તો આવા મોટા બુઝુર્ગોની રૂહોનો ફેઝ તેઓને કદી પણ, તેવણના પીર મારફતે પોહોચતે નહી.

માલાના ગાઝી શહીદ (રહ)ને લોકો જુઠુ બોલે છે તેનુ મુખ્ય કારણુ, વાચકોએ જાણી લીધુ હશે કે મૌલવી અહમદ રિઝાખાન બરેલવી સાહેબનુ ધતીંગ છે જેણે પોતાની કિતાબ **હિસામુલ હરમૈન અને અલકૌકબુરશેહાબીયા** પ્રગટ કરી કોકબુરશેહાબીયાના પાના ૬૨મા તો લખી દીધુ કે " એ બધા વિવેચન પરથી ૧૫મી રાતના ચંદ્ર અને બપોરના સૂર્યની પેઠે એ વાત જાહેર થઇ ગઇ કે આ જુદી જુદી તરેહના ફિરકાઓ એટલે વહાબીયા ઇસમાઇલીયાપર અને તેઓના અલ્લાયા ઇમામપર કુઆની દલીલો અને એક મતે, ઘણા કારણોને લીધે કુફ્ર લાગુ થઇ ગયો (કાફિર થઇ ગયા), અને બેશક મહાન ફુકહાઓ અને મુફતીઓ, અને મહાન તેમજ પ્રખ્યાત આલિમોના ખુલ્લા બયાનો મુજબ, એ સઘળા (મોલાના શહીદ અને દેવબંદીએ) દીનથી ફરી ગયલા અને કાફિરો છે, અને દીનના ઇમામોના એકમતે, પોતાના સઘળા લખનતી અને કુફ્રના વચનોથી, ખુલ્લે ખુલ્લી રીતે પસ્તાવો કરવો, અને સારા અકીદાઓ ફરીથી માનવા, અને ફરીથી કલમો પઢવો એ લોકો પર ફરજ વાજિબ છે"

એ પછી છપયલી કિતાબ **હિસામુલ હરમૈન**ના ૪૩મા પાનામા લખે છે કે " આ ટોળાઓ કે જેઓ માટે સવાલોમા વિવેચન કરવામા આવ્યુ [ મિર્ઝા ] **ગુલામ અહમદ કાદિયાની**, અને **રશીદ અહમદ** અને તેના જે કોઇ તાબેદારો હોય જેવાકે **ખલીલ અહમદ** અમ્બેટવી અને **અશરફ અલી** વિગેરે તેઓના કુફ્રમા કઇ શક નથી અને ( તેઓના કુફ્રમા ) નહી શકની ગુંજાશ છે એટલુજ નહી પણ જે માણસ તેઓના કુફ્રમા શક કરે એટલુજ નહી પણ કોઇપણ રીતે, કોઇપણ હાલતમા તેઓને કાફિર કહેવામા વાર લગાડે, **તેના માણસ** ના કુફ્રમા પણ શક નથી એટલે શક કરનાર પણ કાફિર બોલવામા કે માનવામા ઢીલ કરનાર પણ ચોખ્ખો કાફ્ર છે (એ લોકો માની કાઇનુ પણ નામ આવે કે તરતજ તેને કાફિર કહીનેજ નામ દેવુ )" એટલાજ વાસ્તે મે આ ચોપાન્યાની શરૂઆતમા **એ સાહેબ** કુફ્ર મૈન્યુફૈકચરિંગ કંપની લિમીટેડના **મહાન** મેનેજર ગણ્યા છે

પણ જ્યારે દેવબંદી **આલિમોએ, ખાસ** કરીને હઝરત મોલાના છબને શરે ખોદા, **શેરે** ઝમન, મૌલવી હાજી હકીમ **સુરંઝા હુસૈન સાહેબ ચાંદપુરીએ** સદમલ્લાહા તઆલા અને જમીઅત શુઅરે ખત ફતન, એવણુની પૂંઠ પકડી અને પોતાના અનુક્રમ (બેનઝીર) લખાણો અને વાયઝો અને મુનાઝરાઓથી લાચાર **કરી** નાખ્યા ત્યારે એવણુની **તરફ** નવી **રચાયલી** કિતાબ **તમહીદે** ઇમાનના ૪૨મા પાનાપર લખે છે કે "લખનોના આ ભાગે મે હમણી છાપખાનામા સને ૧૩૦૮ હિજરી મા જે **બરાહીનુલ** કાતેઆ [નામની કિતાબ]ની પહેલી આવૃત્તિ છપાઇ હતી તેમા ઘણી ભારે દગાથી, મજકુર દેહલવી (એટલે મોલાના ઇસ્માઇલ શહીદ (રહ) અને તેના તાબેદારો (દેવબંદીઓ અને ગંગોહીઓ અને તેઓના માનનારાઓ) નો બધ રીતે **કુફ્ર** સાબેત કરીને એટલે એજ હુકમ લખ્યો હતો કે જે આલેમો કાઇને જુઠુ બોલવામા રોકાતા **હોય** તેઓ **એ** લોકો [એટલે માલાના શહીદ [રહ], દેવબંદીએ અને તેઓના માનનારાઓ]ને કાફિર **કહેશો નહી** અને **એજ** નેક કામ છે, અને **એજ** ખરો જવાબ છે, અને એજ પ્રમાણે ફતવો દેવાય છે, અને એજ બાબતપર ખરો ફતવો છે, **અને એજ ( બરેલવીખાન અને તેના તાબેદારોનો) મઝહબ છે, અને એજ** વાત ભરોસા લાયક છે અને એમાજ સલામતી છે અને એ વાતજ પાયાની છે" **એટલે** આજસુધી એ લોકોએ તે સાહેબો વાસ્તે જે કઇ લખ્યુ તે જુઠુ કામ હતુ, તેનાપર ફતવો પણ નહી હતો, તે વાતો બધી ખોટી હતી, તે એ લોકોનો મઝહબ પણ નહતો, તે વગર ભરોસાની, વગર સલામતીની અને બે પાયા વાતો હતી, (મુસલમાનો જોયુ કે ? આ મોલવી પોતે કબુલ રાખે છે કે એ બધો ફરેબ અને ધોકોજ હતો).

આટલુ બધુ જાણ્યા પછી હજી પણ જે માણસ તેઓને કાફિર કહેશે, તે પોતે બરેલવી સાહેબના મઝહબ અને ફતવાથી વિરૂદ્ધ અકીદો રાખવાને લીધે પોતે બરેલવી સાહેબના કે જેવણ ( તેઓના દાવા પ્રમાણે ) આ ઝમાનાના ઇમામ છે, ઉપર જણાવેલા ફતવા મુજબ કાફિર થઇ જશે

" દરોગ ગોરા હાફેઝા ન બાશદ " (જુઠાને યાદ રહેતુ નથી) ફાર્સીમા કહેવત છે અલહમ્દો લિલ્લાહ ! તે ખરી પડી, તેમજ " ચાહકનરા ચાહ દર પેશ " ( પારકાનો જે ખોદે કુવો, તે પોતેજ ડુબી મુવો ) વાચકો કઇ સમજ્યા કે ? " **હૈકલુશ્શેહાબીયા** અને **હિસામુલ હુરૈમૈન**ની ઉપર લખેલા બરેલવી સાહેબની ઇબારતોથી મજકુર સાહેબો કુર્આનની દલીલો અને આખી ઉમ્મતના ઇજ્મા (એટલે એકમત)થી પૂરેપૂરા કાફિર ઠરી જે માણસ તેઓને કાફિર ગણવામા લગાર ઢીલ કરે તે **પણ** કાફિર ગનતો હતો પણ પછી પોતેજ તે ... ને ... મુસલમાન ગણી તેઓને કાફિર કેહનારને કાફિર ગણ્યો ત્યારે પોતાના ફતવાથીજ પોતે કોણ ગણાયા તે આપ સાહમો પોતેજ સમજી લેશો "લો આપ અપને દામમે સેયાદ આ ગયા" "હમ ચેહ ગુબદ્રકી સદા જયગી કહે વયસી સુને"

**જો કોઈ હદસે બઢા ઉસકી ખરાબી આઈ પાઉપર લોટતે હય યાર કે ગેસુ હોકર.**

સુબ્હાનલ્લાહ ! કયા છે અવલીયા અલ્લાહોની કરામતોને મનનારા ? શુ મોલાના શહીદ (રહ) અને દેવબંદી આલિમોની એથી પણ વધારે કાઇ ખુલ્લી કરામત હશે ? કે સેતે તો જેવા બુઝુર્ગ છે તેવાને તેવાજ આખી દુન્યા આગળ રહે પણ તેઓના દુશમન જેનો દાવો આ સૈકાના ઇમામ અને મુજતહિદ હોવાનો હોય તે પોતાનાજ ફતવાથી રોહાપાક અને આખી દુન્યા આગળ થઇ ગય ! **અલહમ્દો લિલ્લા હિલ્લઝી તતિમ્મુસ સાલેહાતે.** બેશક કુર્આનની તે પાક ખુશખબર જે મે ચોપાન્યાના ટાઇટલ પેજપર લખી હતી કે 'આજે તે દહાડો છે કે સાચાઓને તેઓનુ સત્ય (સાચાઇ) ફાયદો પોહચાડશે" દુન્યામા પણ સાચી જાહેર થઇને રહી

ઉપર લખેલા વાયદા પ્રમાણે હવે હું દેવબંદી આલિમો માટે અર્બસ્તાનના નામીચા આલિમોના અભિપ્રાયોનો તર્જુમો પ્રગટ કરૂ છુ જે બાબત એટલી અરજ ગુજારૂ છુ કે એ અભિપ્રાયોના લખાણો ઘણા લાબા હોવાથી એ લખાણો પરથી જે બાબતો સાબિત કરવાનો મે ઉપર દાવો કીધો છે, માત્ર તેટલુજ લખાણ મે આ તર્જુમામાં દાખલ કીધુ છે અને બાકી છોડી દીધુ છે નહિ તો આ રિસાલા જેવડો બીજો રિસાલો બની જાય તેથી અસલ ચોપડી સાથે સરખાવતા જો મારૂ લખાણ ટુકુ જણાય તો અસલ લખાણમા હેરફેર કરવાનો મારાપર કોઇ આરોપ મુકે નહી

**દેવબંદના આલિમો તેઓની કિતાબો, અને તેઓના વચનોને માટે મકકા શરીફ, મદીના શરીફ, મિસર (ઇજીપ્ત) અને શામ (સીરિયા) ના આલિમોનો અભિપ્રાય તેઓના નામો મોહોર સીકકા સાથે –**

૧ મે આ સવાલોના જવાબો જે **ઘણા** મોટા અને ઘણાજ સમજુ આલિમે તે સવાલો બાબત લખેલા છે તે ઉંડા **વિચારથી તપાસી જોયા તો તદન ખરા જણાયા.** ખોદાપાક આ જવાબ લખનાર, મારા ભાઇ, અને સૌથી પ્યારા દોસ્ત, મોલવી ખલીલ અહમદ (સાહેબ) ના લખાણને મકબુલ કરે અને તેઓના તકવા અને બુઝુર્ગીને બને જહાનમા કાયમ રાખે, અને **તેઓને લીધે ગુમરાહો અને હસદ કરનારાઓના માથાં કેયામત સુધી જનાબ સૈયદુલ મુરસલીન (સલ) ના તુફૈલથી તોડતો** રહે (આમીન) લખનાર શાફઇ મુફતી અને **મક્કાના રઇસુલ ઉલમા** (એટલે તમામ આલિમોના ઉપરી) શેખ મોહમદ સઇદ વલદે મોહમદ બાબસીલ (સાહેબ)ની **સહી**

૨ મે શરીઅતના આ બારીક **મસાએલના** જવાબો જોયા જે એવા માણસના હાથના લખેલા છે કે જે ઘણા મોટા આલિમ, **આલિમોની**

ઓલિયાનું નૂર, વલીયોની આખ, પોતાના વખતના સઘળા આલિમોમાં ચુંટાયલા, દીનના આગલા બુઝુર્ગોના નમુના, શિર્કને ઉખેડનારા, બિદઅતોને મટાડનારા, ઉંચે માર્ગે ચાલનારાઓને, અને ગુમરાહ ને મટાડનારા, અને બદદીન અભિમાની બિદઅતીઓની ગરદનોપર અલ્લાહની તરવાર, ગેમિસન મોહદ્દિસ, ફકીહ, એટલે મારા સરદાર અને મૌલા હઝરત હાફિઝ, હાજી શેખ ખલીલ અહમદ સાહેબ છે તેવણે જે જવાબ દીધો તે ખરો છે (તારીફોના બહુ લાબા લખાણનું મે ટુક લખ્યુ છે) લખનાર શેખ અહમદ રશીદ (સાહેબ) ની સહી ૩ સઘળા જવાબો ખરા છે લખનાર શેખ મોહિબ્બોદીન મોહાજિર મકકા મોઅઝઝમા ૪ મૌલાના શેખ ખલીલ અહમદ સાહેબે આ રિસાલામા જે કઇ લખ્યુ તે ખરૂ છે તેમા કઇ શક નથી અને **સાચી વાતને વિરૂદ્ધ ગુમરાહી વગર બીજુ કઈ નથી.** અને અમારા અને અમારા ઉસ્તાદો (રહ) ના પણ એજ અકીદાઓ છે લખનાર શેખ મોહમદ સિદ્દીક

૫ આ છવ્વીસ સવાલોપર જે કઇ લખાયુ તે મે જાણ્યુ મને **તે દેખીતુ સત્ય (હક)** જણાયુ કેમકે તે લખાણ દીનના ખલા અને મુસલમાનોની પનાહ હાજી ખલીલ અહમદ સાહેબ જેવા બુઝુર્ગનુ છે કે જે મજબુત દલીલોને જાહેર કરનારા છે વિ વિ લખનાર શેખ મોહમદ આબિદ (સાહેબ) માલેકી મુફતીની સહી ૬ બેનઝીર સત્યશોધક (મોહકકીક) માલવી હાજી હાફેઝ શેખ ખલીલ અહમદ (સાહેબે) આ છવ્વીસ સવાલોને માટે જે કઇ લખ્યુ છે **તેજ સઘળા સત્યશોધકો (મોહકકીકો)ના મત પ્રમાણે ખરૂ છે.** લખનાર (મજકુર માલિકી મુફતી સાહેબના ભાઇ) શેખ મોહમદઅલી માલિકી, મકકાની મસીદના ઇમામ અને પઢાવનાર

**મદીના શરીફના આલિમો** —૧ હિંદુસ્તાનના મોહકકીક કામિલ મહાન અને પ્રખ્યાત આલિમ શેખ ખલીલ અહમદ સાહેબ જ્યારે **નબી સાહેબ (સલ)ની ઝીયારતે મદીના શરીફ આવ્યા*** ત્યારે મારી પાસે આવ્યા અને **તેઓના મહાન ઉસતાદોના અકીદાઓ અને મઝહબપર કીધેલા સવાલોના** જવાબોનો એક રિસાલો મને દેખાડયો અને મારો અભિપ્રાય તેને માટે જાહેર કરવા કહ્યુ **તેની અંદર મે તે વાતો જોઈ જે કે દીનના એવા આગેવાનોએ એકઠી કીધી છે કે અલ્લાહની મજબુત દોરડી (શરીઅત)ને પકડવામા સઘળા લોકો તે વાતોની તાબેદારી** કરે છે - અને શેખ ખલીલ અહમદ (સાહેબે) તેવીસ ચોવીસ અને પચ્ચીસમા સવાલ (જેવા અઘરા સવાલો) બાબત જે લખ્યુ છે તે ઘણાખરા પાછલા માતબર આલિમોની પ્રખ્યાત કિતાબોમા જેવી કે મોજુદ છે **તેથી કરીને શેખ ખલીલ અહમદ (સાહેબ)તે આલિમોની જમાતથી બાહેર નથી. ખરી વાત એ છે કે આ (રિસાલા)મા એક વાત પણ અમે એવી નથી જોઈ કે જેથી (તેના માનનાર)ને કાફેર અથવા બિદઅતી કહેવાની જરૂર પડે.** લખનાર મૌલાના શેખ સયદ અહમદ બરઝન્જી, માજી શાફેઇ મુફતી સાહેબ (એવણે આ છવ્વીસ સવાલો અને તેના દેવાયલા જવાબોના ખોલાસા તરીકે એક રિસાલો લખેલો છે જેનુ નામ **કમાલુત તસકીફ વત્તકવીમ** છે તેમજ હરમે ગેબના રદમા પણ એક રિસાલો

* મદીના શરીફના આ મહાન મુફતીની ગવાહીથી, જે લોકો દેવબંદીઓપર આરોપ મુકે છે કે એ લોકો મદીના શરીફ, ઝિયારત કરવા જવાના મુનકિર છે, તેઓનો ખુલ્લો રદ અલહમ્દો લિલ્લાહ થઈ ગયો તેમજ હઝરત મોલાના ઈસમાઈલ શહીદ (રહ)ના ઉપર જે લોકો એવોજ ખોટો આરોપ મુકે છે તેઓએ મોલવી ઈસમાઈલ સાહેબનુ મૌલાનાના પીર સાહેબ (રહ) સાથે મદીનાની ઝીયારત કરવા જવાનુ બયાન, ફારૂકી છાપખાના દિલ્લીમા છપાયલી કિતાબ "તવારીખે અજીબા (ઉર્દૂ) સવાનેહે અહમદીયા"ના પાના ૭૩થી ૮૪ સુધી, સારી પેઠે વર્ણવેલુ અને ઝીયારતે મદીના પછી નીકળવાની તા૦ ૨૯ રબીઉલ અવ્વલ ૧૨૩૪ હિજરી પણ લખેલી વાચી ખાત્રી કરી બુરા વિચારો દૂર કરવા વિનતી કરૂ છુ

લખેલો છે જેનુ નામ **ગાયતુલ આમૂલ** છે) **૨** શેખ ઉમર ફસૂહી **૩** મુલ્લા મોહમદ ખાન બુખારી **૪** શેખ ખલીલ બિન ઇબ્રાહીમ **૫** શેખ મોહમદુલ અઝીઝુલ વઝીરૂત્તવા **૬** ર ૧ સૈયદ અહમદ જઝાએરી **૭** શેખ ઉમર બિન હમદાનુલ મહરેસી **૮** શેખ મોહમદ ઝકીયુલ બરઝજી **૯** શેખ મોહમદ સૂસીયુલ ખેયારી **૧૦** શેખ અહમદ બિનલ મામૂનુલ બલગીશ **૧૧** શેખ મોહમદ તોફીક (દમિશકના મહાન આલિમ અને ખતીબ) **૧૨** શેખ મૂસા કાઝિમ બિન મોહમદ **૧૩** (મદીનામાં નકશબંદી તરીકાના પ્રખ્યાત પીર સાહેબ સોનાના) સૈયદ અહમદ મઅસૂમ **૧૪** શેખ અહમદ બિન મોહમદુલ અબ્બાસી **૧૫** શેખ અબ્દુલ કાદિર બિન મોહમદ બિન સુદતુલ અર્સી **૧૬** શેખ મોહમદ મનસૂર બિન નોઅમાન **૧૭** મુલ્લા અબ્દુર રહમાન **૧૮** શેખ યાસીન દમિશ્કી **૧૯** શેખ મહમુદ અબ્દુલ જવ્વાદ **૨૦** શેખ અહમદ બસાતી **૨૧** શેખ મહમુદ હસન સિન્દી **૨૨** શેખ અહમદ બિન અહમદ અસઅદ કમાહી **૨૩** શેખ અબ્દુલ્લાહ નાબલિસીયુલ હંબલી **૨૪** મોહમદ બિન ઉમર અલફલ્લાતી **૨૫** શેખ અહમદ બિન મોહમદ ખેર શફીઝી, માલિકી, મદની

**મિસર (કેરો) શેહેરના** જગત પ્રખ્યાત **મદરેસા જામેએ અઝહરના આલેમો ૧** જનાબ શેખ સલીમ બશરી, જામેએ અઝહર મદરસાના **શેખુલ ઉલમા** (સઘળા આલેમોના ઉપરી) **૨** શેખ મોહમદ ઇબ્રાહીમુલ કાર્ત **૩** શેખ સુલેમાનલ અબદ

**દમિશ્ક** (શામના દમાસ્કસ) **શેહેરના આલેમો** — **હનફી મઝહબની** માનીતી અને જાણીતી **કીતાબ** દુરરૂલ મુખતારનો હાશીયા શામી (રદ્દુલ મોહતારના રચનાર સાહબ, ઇબ્ને આબેદીન (રહ)ના ભત્રીજા) **હનફી મુફતી** જનાબ સૈયદ મોહમદ અબુલખેર આબેદીન સાહેબ હોસૈની નકશબંદી દમિશકીનુ લખાણ — મૌલવી ફાઝિલ મોકર્રમ મોહતરમે ( એટલે મૌલાના ખલીલ અહમદ સાહેબે ) આ રિસાલો મને દેખાડયો તાજુબ ભરેલુ લખાણ છે, **જે બેશક સુનત જમાતનો અકીદો છે.** ૨ આ રિસાલાના લખનાર પણ આલિમ, ફાઝિલ ફહીમ અને અકીલ, અલ્લાહ પાકના ખાસ (મકબુલ) બંદાઓમાથી એક છે એમા શરીઅતના કેટલાક મહાન ઇલ્મી મસઅલાઓ છે કે **જેમાં વહાબી ફિરકાઓનો રદ** હંબલી મઝહબ પ્રમાણે છે **અને** હુ **એના** લખનાર સાહેબની મારે માટે અને મારી ઓલાદ અને ઉસ્તાદો અને બધા મુસલમાનોને માટે **દોઆનો** ઉમેદવાર છુ લખનાર શેખ મુસ્તફા બિન અહમદ શતી, હંબલી *

**૩** આ મહાન લખાણ મે જોયુ એમા દરેક બારીક અને મહાન બાબતથી **બિદઅતીયો અને વહાબીયોના ટોળાનુ રદ છે.** એના લખનાર મહાન આલિમ અને કામિલ છે લખનાર શેખ મહમુદ રશીદુલ **અત્તાર ૪** મહાન આલિમ મોગાઇગાળા, કામિલ સરદાર, આ જમાનામા બેમિસલ, આગેવાન, ઇલમના દર્યા મારા શેખ, મારા ઉસ્તાદ, મારા ભરોસેદાર, અને હિમાયતી મૌલવી ખલીલ અહમદ ( સાહેબે ) આ સવાલો અને જવાબો લખ્યા છે તે મે જોયા **અને સુનત જમાતનુ મહાન ટોળુ જે વાતોને માને છે તેજ વાતોની બરાબર**

* શામ દેશની તારીફ ખોદાપાકે કુર્આનમા ફરમાવી છે ત્યાના આલિમો લખે કે દેવબંદીઓની કિતાબો અને અકીદાઓ વહાબી નજદીઓને રદ કરનારા છે અને સુનત જમાતના છે પણ હિંદુસ્તાનના બરેલ્વી પીરઝાદા અને આલિમો લખે કે દેવબંદીઓ વહાબી, નજદી, કાફિરો અને તેઓની કિતાબો કુફરથી ભરપુર છે એ મતભેદ તરફ ખાસ ધ્યાન ખેચુ છુ કે એમા કોની વાત ખરી હોવી જોઇએ ! તેમજ દેવબંદી આલિમો તેઓના અભિપ્રાય મુજબ કેવા મહાન દરજ્જાના બુઝુર્ગો હોવા જોઇએ કે તેઓ પાસે શામના આવા મહાન આલિમો, પોતાને માટે પોતાની ઓલાદ માટે અને સઘળા મુસલમાન ભાઈઓ માટે દોઆ માગવા અરજ ગુજારે છે કે જેવી રીતે આપણે કોઈ મોટા વલીયલ્લાહ પાસે તેવણની દોઆ મકબુલ છે એવો અકીદો રાખી દોઆ કરાવીએ છીએ એ બાબત પણ જરા વિચારશો

**અને તે લાગ્યા અને અમારા મહાન ઉસ્તાદો અને દીનના સરદારો એજ પ્રમાણે માનનારા હતા.** લખનાર શેખ મોહમદ સુશી (હમા શેહેરના પેશ ઇમામ)

**૫ ઇમામે કામિલ,** આલિમ ફાઝિલ મૌલાના ખલીલ અહમદ સાહેબનો આ રિસાલો મે જોયો અને તે મારા અને મારા મશાએખોના એતેકાદ મુજબ મને જણાયો લખનાર શેખ મોહમદ સઇદુલ હમવી ૬ મૌલાના ખલીલ અહમદ (સાહેબ)નો આ રિસાલો મે જોયો **જેમા સુનત જમાત અને અમારા મશાએખોના એતેકાદો વિરૂદ્ધ કોઈ વાત હોય એવી એક પણ વાત મને મળી નહીં આવી** લખનાર શેખ અલી બિન મોહમદ દલ્લાલુલ હમવી **૭ આ (રિસાલા)માં મે તે વાતો જોઈ જેના ઉપર સુનત અને દીનવાળા ચાલે છે.** અને બદદીન અને બિદઅતીયોને વિરૂધ્ધ છે લખનાર શેખ મોહમદ અદીબુન દરાની

**૮ એ (રિસાલા)મા હરેક વાત સુનત જમાતના અકીદાઓ પ્રમાણેજ છે જેમા કોઇપણ તરેહનો ખલલ નથી અને જેનો કોઈપણ રીતે રદ થઈ શકતો નથી.** તેવી અમે મજકુર ઉસ્તાદ (મૌલાના ખલીલ અહમદ સાહેબ) નો શુકરીયો અદા કરીએ છીએ લખનાર શૈખ અબદુલ કાદિર લુબાબેદી **૯ જેવા સાચા એતેકાદ અને સત્ય વચનોપર મુસલમાનોના આલિમો અને દીનના આગેવાનોનુ મોટુ ટોળુ છે તેવાજ આ જવાબો છે આ જવાબો એવા છે કે સઘળા મુસલમાનોમા તે પ્રગટ કરવામા આવે અને સઘળા મોમિનોને શીખાડી દેવામા આવે** લખનાર શેખ મોહમદ સઇદ ૧૦ એ બધુ લખાણ સાચુ અને બેહતર છે કેમકે તેનો લખનાર મોટા મરતબાનો રોઆબવાળો વાઘ છે જેનુ સારૂ નામ દુન્યામા પ્રખ્યાત થઈ ગયુ **શરીઅતના હુકમોની સભાળમાં તેઓએ અજાયબ જેવુ લખાણ વર્ણવ્યુ,** શક રાખનારાઓની ગરદનો માટે તે એક ફૈસલો કરનારી તરવાર છે એ ખલીલ **અહમદ!** અલ્લાહની દરગાહમા તમારી તારીફો થાય **અને** તમે હમેશ **(તેની)** સંભાળમા રહો (અબી કવિતાનો તર્જુમો **છે)** લખનાર શેખ મોહમદ સઇદ લુતફી હનફી **૧૧** આ સારી ઇબારતો અને મનોરંજક લખાણોને મે ધ્યાનથી જોયા તો **તેઓને શરીઅત અને આગલા પાછલા (દીનના આગેવાનોના અકીદાઓ પ્રમાણેજ મને દેખાયા** લખનાર શેખ ફારિસ બિન અહમદુલ શકફતુલ હમવી **૧૨** છવ્વીસ સુવાલો વાળો આ રિસાલો મે જોયો જેના જવાબો આલિમ ફાઝિન શેખ ખલીલ **અહમદે** લખેલા છે અલ્લાહપાક અમને અને તેઓને અને સઘળા મુસલમાનોને એ કામો ( અકીદાઓ ) પ્રમાણે ચાલનાની તૌફીક દીએ **તે જવાબો લખવામાં મજકુર શેખ સાચે રસ્તે ચાલ્યા છે અને ખુલ્લી રીતે સાચીવાતની સાથે રહ્યા** અને **તેની** મેહેરબાનીથી બાતેલ (વાતો)ને રદ કીધી છે વિ વિ લખનાર શેખ મુસ્તફલ હદદાદુલ હમવી

**ફિલિપ્પાઇન ટાપુઓ માટે તુર્કીના સુલતાન (ખલ) તરફથી મોકલવામાં આવેલા શેખુલ ઇસલામે દેવબંદ તથા ત્યાંના આલેમો માટે આપેલો અભિપ્રાય –**
(દેવબંદમા) હુ (દીનનુ) નુર જોઉ છુ" 'મે આ મદરેસા (દેવબંદ)મા (દીની) ઇલમની એવી સંપુર્ણતા (કમાલ) અને એના નૂર અને બરકતો જોયા કે જે એક પાકા મુસલમાનનેજ નજરે પડી શકે છે અહિ અલ્લાહપાકની ઓળખાણ (દીની) ઇલમ અને હિકમત [સુનતોનુ] નૂર છે" (પા ૬) " આ ઠેકાણે સુનત જમાઅતના તરીકા પ્રમાણે પઢાવવામા આવે છે સુનત તરીકા ફેલાવવામાં મદદ કરવી અને બિદઅતીઓનુ રદ કરવુ એજ ખરેખરી સુનત છે અને એજ સુનત, આલિમોના ફર્ઝોમા દાખલ છે." સન ૧૯૧૩ના ડિસેબર માસની તા૦ ૧૬મીએ મજકુર સાહેબે જ્યારે દેવબંદના મદરેસાની મોલાકાત

લીધી તે વખતે જે મોટુ વિવેચન આપે ફરમાવ્યુ તેમાથી ટુંક વચનો મે ચુટી લીધા છે (**અલકાસિમ** ન ૫ જિલ્દ ૪ ઝિલહજ ૧૩૩૧ હિ) **રાંદેરમાં** પણ શેઠ મી ઇસપ કાસમ મુરાદને ત્યા મજકુર શેખુલ ઇસલામ સાહેબને નોતરવામા આવ્યા હતા

**મૌલવી અહમદ રિઝાખાન બરેલવી અને તેના જેવો મત ધરાવનાર ફિર્કાને માટે હઝરત રસુલુલ્લાહ (સલ) ના દરબારનુ સર્ટીફિકેટ**—મોલાના શહીદ (રહ) અને દેવબંદીઓ અને તેઓને માનનારા ટોળાને માટે, અરબસ્તાનના મહાન આલિમોના અભિપ્રાયો સાથે સરખામણી કરવા માટે, બરેલવીજી અને તેના ચેલાઓને વાસ્તે, તેઓએ શો અભિપ્રાય ઇસલામી પબલિક આગળ મુકયો છે, તે પણ અત્રે રજુ કરૂ છુ જથી મારો દાવો સંપુર્ણતાની ટોચે પહોચી જાય

**૧** તે પછી મદીના મુનવ્વરામા એક હિંદુસ્તાની આલિમ આવ્યો કે જેનુ નામ અહમદ રિઝાખાન હતુ અહમદ રિઝાખાન મજકુરે તેનો (રચેલો) એક રિસાલો મને દેખાડયો (પા ૩) **૨** (અહમદ રિઝાખાનને તેના રિસાલાની ભુલો દેખાડયા પછી પણ) તેણે પોતાની ભુલો ભરેલી તેને છોડી નહી, પણ તેને માટે હઠ કરવા લાગ્યો **અને (દીની આલિમોની) વિરૂદ્ધ થયો. ૩ તે લખાણો** (દિની દલીલો વગના માત્ર) **તેના ખ્યાલોના તરંગ છે** અને કુરઆનની આયતોની તફસીર હિંમતથી તે વગર દલીલે કરે છે **૪ પોતાના દાવાઓ માટે તે ખોટી દલીલો લાવે છે. ૫** બરેલવીની તરફ ઝેર બીજી આયતો પોતે રદ કરે છે (પા ૬, ૭)

**૬** શરીઅતના આલિમો અને સાચી બુધ્ધિવાળા જે દલીલોને કુરઆન અને હદીસને સમજવા માટે **વગર પાયાની** ગણે છે તેની **ફીલસુફા વાળાઓની દલીલો તે** પકડે છે (પાનુ ૧૮) **૭** તેની કરેલી તફસીર મરદુદ હોય છે કારણ કે તફસીર માટે જે ૧૫ તરેહના ઇલ્મોની જરૂર છે તેમાનો **એક ઇલ્મ તે જાણતો નથી. (પાનુ** ૧૯, ૨૦) **૮** તે અને તેના જેવા અકીદા રાખનારાઓ શરીઅતની હદ બહાર બેહકેલા **છે.** (પાનુ ૨૧) **૯ તેઓ ખુલ્લુ જુઠું બોલનારાઓમાંના છે. ૧૦ હદીસો સમજવામાં તે** સૌથી નાદાન અને **હદીસોના અર્થમાં ફેરફાર કરી** (લોકોમા ફેલાવવામા) **તે સૌથી નઠારૂ કામ કરે છે. ૧૧** (ગમે તે રીતે) **ખોદાપાક અને તેના રસુલ (સલ) ના ઇલ્મને એક સરખા ગણનાર એકે મતે કાફિર છે.** (અને એજ વાતનો એ લોકોનો દાવો છે) (પા ૨૮) **૧૨ તેનાં વચનો શંકાઓ ભરેલા અને અંધારી ઘોર રાત જેવાં** છે ત્યારે તેના વચનોને માનનારને સાચો માર્ગ એવા અંધારામા દેખાશે કેમ તે વિચારશો (પા ૩૩) **૧૩ મુસલમાનોમાં કુસંપ નાખવા તે એવા ઝઘડાઓ ઉભા કરે છે કે** તેઓના દાખલા (આગલા વખતોમા કદી પણ થયલા) અમને મળી આવતા નથી

**૧૪** (દીનને આગેવાન બનાવવાને ઠેકાણે એ (બરેલવી ટોળાના) લોકોએ માત્ર અક્કલને પોતાની સરદાર બનાવી ગુમરાહ થયા છે (પા ૩૫). **૧૫** એ લોકોને જે જે વસવસા આવે છે તેનીજ તેઓ તાબેદારી કરનારા છે અને એવી (ખોટી) વાતો (વહેમો)ને એ લોકો માનનારા છે કે જે [ખોટી વાતો] તેઓનો ઉસ્તાદ, શેતાનોને સરદાર, અબુમુર્રા (એટલે) ઇબલીસ તેઓનાં દિલોમા નાખે છે (પા ૩૪) **૧૬*** શરીઅતની હદબહાર

---

* અભિપ્રાય નંબર ૪, ૮, ૯, ૧૦, ૧૧, ૧ અને ૧૫ વાંચ્યા પછી પણ, શુ કોઈ ઇનસાફી સમજ માણસ કબુલ રાખશે કે મોલાના શહીદ મૌલવી ઇસમાઈલ દેહલવી (રહ), દેવબંદી આલિમો અને તેઓને દીનના આગેવાનો માનનારાઓ વાસ્તે, બરેલવી ટોળાવાળાઓએ જે જે આરોપો મુકયા છે લાગ છે? ૧૦મા અકીદામા ગમે તેવી રીતે એટલે જાતી અથવા ખોદાપાકના દેવાથી, પણ ખોદાપાક જેટલોજ ઇલ્મ, રસુલુલ્લાહ (સલ) મા ગણવાને અકીદો રાખવાને, મદીના શરીફના મહાન આલિમો ચારે મઝહબના આલિમોના ફતવાથી એકે મતે કુફ્ર

ગુનાહા એવા અકીદાઓ રાખવાથી તે (બરેલવી અને તેના ટોળાવાળા)ઓ માને છે, કે અમારા ગુનાહો મટી જશે અને અમે જનતમા જશુ અને રસુલુલ્લાહ (સલ) ની જનાબમાં ઘણા મા નીતા થશુ, પણ **એ લોકો તો આપ (સલ) ના હુકમની વધારે નાફરમાની કરનારા છે અને આપ (સલ)ની સુનતોથી ઉલટી રીતે ચાલવામાં ઘણા મજબુત છે,** અને એ લોકો પોતાના નબીની નાફરમાની કરવામાં અને બિદઅતો કાઢવામા, ખ્રિસ્તીઓ જેવા છે **એ લોકો તદન ખુલ્લી જુઠી હદીસોને સાચવે છે અને ખરી ખરી સહીહ હદીસોના અર્થોમા ફેરફાર કરી નાખે છે.** અને ખોદાપાક પોતાના દીનનો વાલી છે તેથી તેજ, એવા લોકોને (એ બેહકાવનારા ઓના મુકાબલામા, તેઓના ફરેબ અને કાવત્રા, લોકો આગળ ઉઘાડા મુકવાને) ઉભા કરશે કે જેઓ, (લોકોને) જોઇએ તેવી શીખામણ દેશે" (અલહમ્દો) લિલ્લાહ! તેવીજ રીતે ખોદા પાકે દેવબદી આલિમોને એ લોકોના મોકાબલામા ઉભા કરી દીધા કે જેથી જૂઠ જૂઠ અને સત્ય સત્ય જાહેર થઇને રહ્યુ ) (અરબી ગાયતુલ આમૂલનુ પાનુ ૨૯)

બરેલવીજી અને તેઓની ધી કુફર મેન્યુફેકચરિંગ કપની લીમિટેડને માટે મજકુર લખાણો, રામપૂરના સઇદી છાપખાનામાં છપાયલી કિતાબ **"ગાયતુલ આમૂલ"**ની લાંબી અર્બી ઇબારતો પરથી વણી ટુંક મતલબના રૂપમા **મીરઠ શેહેરના** નામી, શમસુલ અનવાર અને તિજારતી છાપખાનાઓમા છપાયલી કિતાબ **"રૂજૂમુલ મહનીચીન અલા રૂઉસીસ શયાતીન"**ના રજાથી ૧૭મા પાનાના લખાણ સુધીની શોપે મથી ચુટીને મે તર્જુમો કીધો છે જેને વાચી દરેક મુસલમાન, એ ટોળુ કેવા ફરેબો અને કાવત્રાં ભર્યુ છે તે થકી ખાત્રીપૂર્વક ઇનશા-અલ્લાહો તઆલા જાણીતો થઈ જશે તેમજ સારી પેઠે સમજી લેશે કે એ ટોળાના અકીદાઓ અને વચનોને માનવુ ખોદા **અને તેના** રસુલ (સલ)થી વિરૂદ્ધ ચાલવુ છે અને એ ટોળાના અકીદાઓ અને વચનોને ખોટા માનવા એમાજ ખોદા અને **તેના** રસુલ (સલ)ની તાબેદારીનો સમાવેશ છે **મજકુર** કિતાબ મદીના શરીફના મહાન મુફતી સૈયદ **અહમદ** બિન સૈયદ ઇસમાઇલ બરઝન્જી શાફેઇ સાહેબે દરમે ગૈબના રદમાં લખેલી છે અને તેનાપર નીચે મુજબની ત્યાના પ્રખ્યાત આલિમોની સહીયો છે

૨ શેખ અબ્દુલકાદિર તોફીક શિબલીયુત તરાબુલસી હનફી ૩ શેખ ફાલેહ બિન મોહમ્મદુઝ જાહેરી ૪ શેખ મોહમદ તાજુદીન બિન મુસ્તફલ ઇલિયાસ હનફી મુફતી ૫ શેખ મોહમદ રદદ બિન સૈયદ મોહમદ મોહુદ્દ **હલાએદ** (**હલાએલુલ ખેરાત** દરદની કિતાબની ઇજાઝત દેનાર) ૬ સૈયદ મોહમદ અમીન બિન સૈયદ અહમદ રિદવાન સાહેબ ૭ સયદ **અબદુલ્લાહ** અસઅદ **સાહેબ** ૮ સયદ **અબ્બાસ** બિન સૈયદ મોહમદ રિદવાન સાહેબ ૯ **શેખ** ઉમર બિન હમદાનુલ માલિકી મહરસી **૧૦** શેખ **અહમદ** બિન મોહમદ ખેરૂલ **અબ્બાસી** સન્નારી **૧૧ શેખ** મોહમદ અઝીઝુલ વઝીર તૂનસી **૧૨ શેખ** મૂસા અલી શામી અઝહરી. **૧૩** શેખ મોહમદ બિન **અહમદુલ અમરી** **૧૪** શેખ **મોહમદ**

---

લખે, એ વાત પણ વાચકોનુ જરૂર ધ્યાન ખેચ્યા વગર રહેશે નહી

ઈદમે ગૈબને માટે ગુજરાતીમા તેમજ ઉર્દુ રિસાલાઓમા એક દલીલ આજ સુધી પ્રગટ કરવાની રહી ગઈ હતી જેને વાચી ઈંશા અલ્લાહ તઆલા ઘણાખરા સમજુ મુસલમાનો કે જેઓની હજી સુધી મજકુર મસઅલામા ખાત્રી નહી થઇ હશે તેઓને જાહેર થઈ જશે કે ખરો પક્ષ કયો છે અને તે એ છે કે—હઝરત મહબુબે સુબહાની ગૌસે સમદાની મીરા મોહઈયુદ્દીન શેખ અબદુલ કાદિર જીલાની (રદી) પોતાની મુબારક કિતાબ "સિરઅતુલ હકીકત" (મિસરમા છપાયલીના પાના ૧૮)મા લખે છે કે "જે માણસ એવો અકીદો રાખે કે જનાબ નબી [સલ] ગેબનુ ઇલ્મ જાણે છે તે કાફિર છે કેમકે ઇલ્મે ગેબ અલ્લાહ પાકની સિફતોમાની એક સિફત છે" (જુઓ ફખરૂલ મતાબેઅ છાપખાના, લખનૌમા સને ૧૯૧૦મા છપાયલી કિતાબ "સૈફુલજી" પાનુ ૧૪)



મહદી બિન અહમદ દીપ રાખ સયદ અહમદુલ જઝાએરી (સહીયો લખવાથી મતલબ એજ કે એ બધા આલિમો પણ એ લોકોને માટે મુફતી સાહેબના જેવોજ અભિપ્રાય ધરાવે છે)

દીનના આગેવાન, સાચા આલિમો અને સૂફી બુઝુર્ગો માટે જે લોકો ગાળોનુ વિવેચન છપાવી પ્રગટ કરનારા હોય છે તેઓને માટે ફારસી ભાષાના મહાન કવિ સાઅદીએ કેવી ઉમદા શિખામણ લખી છે —

**દેહેને પૈશા બદુશનામ મયાલા "રાએબ"**
**ઇ ઝરે કલ્બ બહર કસ કે દેહી બાઝ દેહેદ**

એનેજ બીજા શબ્દોમા એમ સમજશો કે —

**બદ ન બોલે ઝેરે ગર્દુ ગર કોઈ મેરી સુને**
**હય યે ગુ બદકી સદા જયસી કહે વયસી સુને.**

**હિંદુસ્તાન, અરબ અને અજમના મુર્શિદ હઝરત કુતબુલ અકતાબ મૌલાના હાજી ઇમદાદુલ્લાહ શાહ સાહેબ ફારૂકી ચિશ્તી કદ્દસ સિરહોહુના કાગળની નકલ** — બિસમિલ્લા હિર રહમા નિર રહીમ નહમદોહુ વ નોસલ્લી અલા રસૂલેહિલ કરીમ ફકીર ઇમદાદુલ્લાહ ચિસ્તી તરફથી મારા સઘળા દોસ્તોને લખવાનુ કે હાલમા કેટલાક કાગળો હિંદુસ્તાનથી મને એવા મળ્યા કે જેમા લખેલુ છે કે કેટલાક લોકો મૌલવી રશીદ અહમદ સાહેબ માટે ખોટો [illegible] અને મૌલવી [illegible] (મજકુર)ને કેવા [illegible] કરીને મારા તરફથી છપાવ્યા (એ મારો [illegible]) [illegible] [illegible] કે મૌલવી રશીદ અહમદ [illegible] આલિમ અને [illegible], [illegible] જમાનાના [illegible] નમુના છે, [illegible] અને તરીકતના [illegible] છે, [illegible] અને રસૂલ (સલ)ની તાબેદારીમા મચેલા છે, હદીસ પઢાવવાનુ કામ કરે છે, મૌલાના મૌલવી (૧૮) મોહમદ ઇસહાક સાહેબ (મોહદ્દિસે દેહલવી) પછી ઇલ્મે દીનનો એવો ફાયદો એઓથીજ* (હિંદુસ્તાનમા) થાય છે હિંદુસ્તાનમા મૌલવી સાહેબ ફર્દ [એટલે] એકલાજ એ દરજ્જાની લાયકાત ધરાવનારા છે (ઓલીયાઓમા ફર્દને દરજ્જે કોઇ વખતજ કોઇ માણસ પોહચે છે)

ઘણા મુશકિલ મસઅલાઓની મુશકેલીઓ મૌલવી સાહેબજ દુર કરી શકે છે દર વર્ષે લગભગ પચાસ માણસો પઢીને તેઓથી હદીસની સનદ લે છે રસૂલુલ્લાહ [સલ]ની સુનતોની તાબેદારીમા ફના થયલા છે અને ખોદાપાકના ઇશ્ક અને **રસુલે કરીમ (સ )ની દોસ્તીમાં ડુબેલા છે.** સાચી વાતજ બોલનારા અને ઠપકો દેનારના ઠપકાથી નહી બીનારા છે ખોદાપાક પર પૂરેપૂરી રીતે ભરોસો રાખનારા છે બિદઅતોથી પુરેપૂરી રીતે દુર રહેનારા છે સુનતોનો લોકોમા પ્રચાર કરવાનો તેઓનો ધંધો છે ખરાબ અકીદાઓ રાખનારાઓના અકીદા સુધારવા એ તેઓનુ હુન્નર છે તેઓની સોહબત ઇસલામીઓને માટે કીમીયો અને મોટી અકસીર છે તેઓની પાસે બેસવાથી અલ્લાહ યાદ આવે છે જે કે અલ્લાહવાળાઓની નિશાની છે તકવો રાખનાર અને દુન્યાને તજનાર આખેરતને ચાહનાર છે. તસવ્વુફ અને સુલુકમા સંપુર્ણ છે તેઓની આગળ અમીર અને ગરીબ સરખા છે બન્ને તરફ એક સરખુ વલણ છે નિ[illegible] છે

[મ]રી કિતાબ], ઝિયાઉલ કુલુબમા * મે તેઓ માટે જે કઇ લખ્યુ છે તે ખરૂ છે અને હવે તો તેઓને માટે મારો અભિપ્રાય અને [illegible] પહેલા કરતા ઘણો ઉત્તમ અને વધારે છે તેઓને (કેયામતમા) મારા છુટકારાનો વસીલો સમજુ છુ. હુ ખુલ્લી રીતે જણાવુ

* તર્જુમો — ઓ સાહેબ ! પોતાના મ્હોન ગાળોથી અપવિત્ર બનાવીશ નહી કારણ કે ગાળો આ એવુ બનાવવી સોનુ છે કે "જેને દેશો તે તમને પાછુ દેશે". ઝેરે ગર્દુ=આકાશની નીચે

* "ઝિયાઉલ કુલુબ" નામના ૬૦મા મજ[illegible] પત્રમા આવલી તારીફો ઉપરાંત બે વચનો વધારે ધ્યાન આપવા લાયક છે (૧) મામલો ઉથલાઈ ગયો કેમકે મારે તેઓનો મુરીદ અને તેઓને મારા પીર થવુ જોઈતુ હતુ (૨) આવા બુઝુર્ગો આ જમાનાના મળી આવવા મુશકેલ છે

[illegible] જે માણસ મૌલવી (રશીદ અહમદ) સા- [illegible] થુ ચાલે છે તેથી મારી લાગણી દુખે છે [બે સાહેબો] મારા બે બાજુ છે એક તો મૌલવી મોહમદ કાસિમ સાહેબ (નાનોતવી) મરહુમ અને બીજા મૌલવી રશીદ અહમદ સાહેબ જે બાકી છે તેઓને પણ (દુશ્મનો) બુરી નજરે જુએ છે **મારો અને મૌલવી સાહેબનો એકજ તરેહનો અકીદો** છે. હુ પણ બિદઅતોને બુરી કહુ છુ **દીનના મસઅલાઓમાં જે માણસ મૌલવી** સાહેબ**થી** વિરૂધ્ધ **છે તે મારાથી તેમજ** ખોદા **અને રસુલ (સલ)થી વિરૂધ્ધ છે.** અને કેટલાક જાહેલો જે કહે છે કે શરીઅત જુદી ચીજ છે અને તરીકત જુદી વસ્તુ છે તેઓની નાદાની છે તરીકત, શરીઅત વગર ખોદાના દરબારમા મકબુલ નથી દિનની સફાઈતો કાફેરોને પણ હાસેલ થઈ જાય છે

દિલની હાલત આર્સા જેવી છે જે આર્સો મેલો હોય તે મુત્રથી પણ સાફ થઈ જાય અને ગુલાબ જળથી પણ સાફ થાય છે પણ બનેમા ફરક, પાકી અને નાપાકીનો છે અલ્લાહના વલીને ઓળખવાની કસોટી સુનતોની તાબેદારી છે **સુનતોપર ચાલનાર અલ્લાહનો દોસ્ત છે.** અને બિદઅતો કરનાર તદ્દન નકામો છે કરામત જેવા કામો તો દજ્જાલથી પણ ઘણા જાહેર થશે અલ્લાહ પાક ફરમાવે છે કે "આપ કહી દો કે જો તમે અલ્લાહની વલાયત રાખતા હોવ તો મારી તાબેદારી કરો" (ત્રીજા પારાનો ૧૨મો રૂકુઅ) જે માણસ [illegible]લ્લાહ **(સલ) ને પગલે ચાલનારો** નહોય **અને લોકોમાં બિદઅતોને ફેલાવનાર હોય તે ખોદા પાકનો વલી થઇ શકતો નથી.** મુજ ફકીરથી જે આલિમો પ્રેમ રાખે છે, તેનુ કારણ (તેઓની) સુનતોની તાબેદારી છે કોઇની વિરૂધ્ધતાથી મૌલવી સાહેબનુ કઇ નુકશાન થતુ નથી "આપ બે બહુત હય જો મોઅતકેદે મીર નહી" મૌલવી (રશીદ અહમદ) સાહેબ તો તે માણસ છે કે (અલ્લાહના) ખાસ લોકોને જોઇએ કે તેઓની સાથે રહી ફાયદાઓ મેળવે અને તેઓની સાથે રેહવાને ઘણી મોટી ખેર (ફાયદાકારક વસ્તુ) ગણે. અને મારી ઇચ્છા (ભવિષ્યને માટે) એ છે કે મૌલવી (રશીદ અહમદ) સાહેબને માટે કોઈ પણ બેઅદબી (અપમાન)નો શબ્દ (પણ) મને સંભળાવે કે (મારા પર) લખે નહી ! મને એવા કામોથી ઘણી ઇજા થાય છે **મારા કાળજાના ટુકડાને ઇજા પોહચાડે અને** પોતાને મારા દોસ્ત ગણે એ કેવી નવાઇની વાત છે, જે કદી બની શકતી નથી **મૌલવી (રશીદ અહમદ) સાહેબ હનફી મઝહબના પાકા (તાબેદાર) અને તરીકતના (પાકા) સુફી છે. અલ્લાહના કામેલ વલી છે.** તેમની ઝિયારતને મોટો લાભ ગણવો જોઇએ. વસ્સલામ (મોહોર સિક્કો) હાજી ઇમદાદુલ્લાહ તા૦ ૨૫મી ઝિલઅદા ૧૩૧૦ હિજરી **મક્કા શરીફ** (થી કાગળ મજકુર મોકલવાની તારીખ)

આ ચોપાનીયામા મૌલાના કુતબુલ મદાર વલ ઈર્શાદ હઝરત માલવી રશીદ અહમદ સાહેબ મોહદ્દિસે ગંગોહી (રહ)ની મોટાઇ જાહેર કરનારૂ બ્યાન કેથે આવ્યુ નહતુ તેથી બરકતને માટે તે બ્યાન પણ દુકમા અલહમ્દો લિલ્લાહ આની ગયુ પ્રગટ થયલા ચોપાનીયામા તે સાહેબપર પણ તોહમતો મુકાયલી છે જેના રદ્દીયા તો અરબસ્તાનના આલિમોએ સહીયો કીધેલા રિસાલામા તેમજ મુરાદાબાદ શેહરના "શમસુલ મતાબેઅ" છાપખાનામા છપાયલી પતે મૌલાના મરહુમના ફતવાઓની કિતાબ **ફતાવાએ રશીદીયાના ભાગ ૧લાના** પાના **૫૧, ૫૩, ૭૨, ૮૫ અને ૧૫૦માં** લઝવાબ દેવામા આવેલા છે. તેથી એ બાબતોને પડતી મુકી મૌલાના (રહ)ના મોખાલિફો પણ જે પીર સાહેબને કુતુબ માની ઘણા ખરા

* "પોલિટિકલ લોમિઓ"ના ૩૦મા અંકમા ઝગડા વાસ્તે જે આરોપ મુકવામા આવ્યો તેને માટે હનફી મઝહબની પ્રખ્યાત માનીતી કિતાબ "દુર્રે મુખ્તાર" ની જિલ્દ ૪થી કિતાબુલ ઝબાએહમા ખુલ્લો જવાબ છે લખવાની જરૂર નથી

